દારિદ્રાણિ ગજાવલીં હરિશિશુઃ ॥ કાષ્ઠાનિ વહ્નિઃ કલઃ॥ પીયૂષસ્ય લવોપિ રોગનિવહં યદ્વતથા તે વિભો॥ મૂર્તિઃ સ્ફૂર્તિ મતિ સતી ત્રિજગતિ કષ્ટાનિ હર્તું ક્ષમા ॥૬॥

શ્રીચિન્તામણિ મન્ત્રમોકૃતિયુતં હ્રીંકાર સારાશ્રિતં શ્રી મર્હંનમિઉણપાસકલિતં ત્રૈલોક્યવશ્યાવહમ્ ॥ દ્વૈધાભૂત વિષાપહં વિષહરં શ્રેયઃપ્રભાવાશ્રયં ॥ સોલ્લાસં વસુહાઙ્કિતં જિનફુલ્લિઙ્ગા-નન્દનં દેહિનામ્ ॥૭॥

હ્રીંશ્રીંકારવરં નમોક્ષરપરં ધ્યાયન્તિ યે યોગિનો હૃત્પદ્મે વિનિવેશ્ય પાર્શ્વમધિપં ચિન્તામણિસંજ્ઞકમ્ ॥ ભાલે વામભુજે ચ નાભિ કરયોર્ભૂયો ભુજે દક્ષિણે ॥ પશ્ચાદષ્ટ દલેષુતેશિવપદ દ્વિત્રૈર્ભવૈર્યાન્તિહો ॥ ૮ ॥

નો રોગા નૈવ શોકા ન કલહ કલના નારિમારિ-પ્રચારાઃ-નૈવાધિ ર્નાસમાધિર્નચ દરદરિતે દુષ્ટદારિદ્ર-તાનો ॥ નો શાકિન્યો ગ્રહા નો ન હરિકરિગણા વ્યાલ-વૈતાલજાલા-જાયન્ત પાર્શ્વચિન્તામણિ મતિવશઃ પ્રાણિનાં ભક્તિભાજામ્ ॥ ૯ ॥

ગીર્વાણદ્રુમધેનુકુમ્ભમણયસ્તસ્યાઙ્ગણે રઙ્ગિણો-દેવા દાનવમાનવાઃ ॥ સવિનયં તસ્મૈહિતધ્યાયિન લક્ષ્મી-

સ્તસ્ય વશા વશેવ ગુણીનાં બ્રહ્માણ્ડસંસ્થાયિની ॥ શ્રી ચિન્તામણિપાર્શ્વનાથ મનિશંસંસ્તૌતિયોધ્યાયતે. ॥ ૧૦ ॥

ઇતિ જિનપતિપાર્શ્વઃ પાર્શ્વપાર્શ્વાખ્યયક્ષઃ પદલિતદુરિતૌઘઃ પ્રીણિતપ્રણિસાર્થઃત્રિભુવનજનવાંચ્છાદાન ચિન્તામણિકઃ ॥ શિવપદતરૂબીજં બોધિબીજં દદાતુ ॥ ૧૧ ॥

---

# શ્રી રત્નાકર પચ્ચીસી.

---

મંદિર છો મુક્તિતણી માંગલ્ય ક્રિડાના પ્રભુ,
ને ઇંદ્ર નરને દેવતા સેવા કરે તારી વિભુ;
સર્વજ્ઞ છો સ્વામી વળી સીરદાર અતિશય સર્વના,
ઘણું જીવ તું ઘણું જીવ તું ભંડાર જ્ઞાન કળા તણા.
ત્રણ જગતના આધાર ને અવતાર હે કરૂણા તણા,
વળી વૈદ્ય હે દુર્વાર આ સંસારનાં દુઃખો તણા;
વીતરાગ વલ્લભ વિશ્વના તુજ પાસ અરજી ઉચ્ચરૂં,
જાણો છતાં પણ કહી અને હું હૃદય આ ખાલી કરૂં.
શું બાળકો માબાપ પાસે બાળક્રિડા નવ કરે,

ને મુખમાંથી જેમ આવે તેમ શું નવ ઉચ્ચરે;
તેમજ તમારી પાસ તારક આજ ભોળા ભાવથી,
જેવું બન્યું તેવું કહું તેમાં કશું ખોટું નથી.
મેં દાન તો દીધું નહિં ને શિયળ પણ પાળ્યું નહિ,
તપથી દમી કાયા નહિ શુભ ભાવ પણ ભાવ્યો નહિ,
એ ચાર ભેદ ધર્મમાંથી કાંઇ પણ પ્રભુ નવ કર્યું,
મ્હારૂં ભ્રમણ ભવસાગરે નિષ્ફળ ગયું નિષ્ફળ ગયું.
હું ક્રોધ અગ્નિથી બળ્યો વળી લોભસર્પ ડશ્યો મને
ગળ્યો માનરૂપી અજગરે હું કેમ કરી ધ્યાવું તને ?
મન મારૂં માયાજાળમાં મોહન ! મહા મુંઝાય છે,
ચડી ચાર ચોરો હાથમાં ચેતન ઘણો ચગદાય છે.
મેં પરભવે કે આ ભવે પણ હિત કાંઇ કર્યું નહિ;
તેથી કરી સંસારમાં સુખ અલ્પ પણ પામ્યો નહિ:
જન્મો અમારા જિનજી ! ભવ પૂર્ણ કરવાને થયા,
આવેલ બાજી હાથમાં અજ્ઞાનથી હારી ગયા.
અમૃત ઝરે તુજ મુખરૂપી ચંદ્રથી તોપણ પ્રભુ,
ભિંજાય નહિ મુજ મન અરેરે ! શું કરૂં હું તો વિભુ ?
પત્થરથકી પણ કઠણ મારૂં મન ખરે ક્યાંથી દ્રવે ?
મરકટ સમા આ મનથકી હું તો પ્રભુ હાર્યો હવે.

ભમતા મહા ભવસાગરે પામ્યો પસાયે આપના,
જે જ્ઞાન દર્શન ચરણરૂપી રત્નત્રય દુષ્કર ઘણાં;
તે પણ ગયા પરમાદના વશથી પ્રભુ કહું છું ખરૂં,
કોની કને કિરતાર આ પોકાર હું જઈને કરૂં ?
ઠગવા વિભુ આ વિશ્વને વૈરાગ્યનાં રંગો ધર્યાં,
ને ધર્મના ઉપદેશ રંજન લોકને કરવા કર્યાં;
વિદ્યા ભણ્યો હું વાદ માટે કેટલી કથની કહું ?
સાધુ થઈને બ્હારથી દાંભિક અંદરથી રહું,
મેં મુખને મેલું કર્યું દોષો પરાયા ગાઈને,
ને નેત્રને નિંદિત કર્યાં પરનારીમાં લપટાઈને;
વળી ચિત્તને દોષિત કર્યું ચિન્તી નઠારૂં પરતણું,
હે નાથ ! મારૂં શું થશે ચાલાક થઈ ચુક્યો ઘણું.
કરે કાળજાનો કતલ પીડા કામની બિહામણી,
એ વિષયમાં બની અંધ હું વિઠંબના પામ્યો ઘણી;
પણ પ્રકાશ્યું આજ લાવી લાજ આપતણી કને,
જાણો સહુ તેથી કહું કર માફ મારા વાંકને,
નવકાર મંત્ર વિનાશ કીધો અન્ય મંત્રો જાણીને,
કુશાસ્ત્રનાં વાક્યો વડે હણી આગમોની વાણીને;
કુદેવની સંગત થકી કર્મો નકામા આચર્યાં,

મતિભ્રમ થકી રત્નો ગુમાવી કાચ કટકા મે ગ્રહ્યા.
આવેલ દ્રષ્ટિમાર્ગમાં મૂકી મહાવીર આપને,
મેં મૂઢધિયે હૃદયમાં ધ્યાયા મદનના ચાપને;
નેત્રબાણો ને પયોધર નાભી ને સુંદર કટી,
શણગાર સુંદરીઓ તણાં છટકેલ થઈ જોયાં અતિ,
મૃગનયની સમ નારીતણા મુખચંદ્ર નીરખાવાતી,
મુજ મન વિષે જે રંગ લાગ્યો અલ્પ પણ ગુઢો અતિ;
તે શ્રુતરૂપ સમુદ્રમાં ધોયા છતાં જાતો નથી.
તેનું કહો કારણ તમે બચું કેમ હું આ પાપથી ?
સુંદર નથી આ શરીર કે સમુદાય ગુણ તણો નથી,
ઉત્તમ વિલાસ કળા તણો દેદીપ્યમાન પ્રભા નથી;
પ્રભુતા નથી તોપણ પ્રભુ અભિમાનથી અક્કડ ફરૂં,
ચોપાટ ચાર ગતિતણી સંસારમાં ખેલ્યા કરૂં,
આયુષ્ય ઘટતું જાય તોપણ પાપબુદ્ધિ નવ ત્રુટે,
આશા જીવનનીજાય પણ વિષયાભિલાષા નવ મટે;
ઔષધ વિષે કરૂં યત્ન પણ હું ધર્મને તો નવગણું,
બની મોહમાં મસ્તાન હું પાયાવિનાના ઘર ચણું,
આત્માનથી પરભવનથી વળી પુણ્યપાપ કશું નથી,
મિથ્યાત્વીની કટુવાણીથી મેં ધરી કાનપીધી સ્વાદથી;

રવિસમહતા જ્ઞાનેકરી પ્રભુ આપશ્રી તોપણુ અરે,
દીવો લઇ કુવે પડયો ધિક્કાર છે મુજને ખરે.
મેં ચિત્તથી નહિ દેવની કે પાત્રની પૂજા ચહી,
ને શ્રાવકો કે સાધુઓનો ધર્મ પણ પાળ્યો નહિ;
પામ્યો પ્રભુ નરભવ છતાં રણમાં રડયા જેવું થયું,
ધોબીતણા કુત્તાસમું મમ જીવન સહુ એળે ગયું.
હું કામધેનુ કલ્પતરૂ ચિંતામણિના પ્યારમાં,
ખોટા છતાં ઝંખ્યો ઘણું બની લુબ્ધ આ સંસારમાં,
જે પ્રગટ સુખ દેનાર ત્હારો ધર્મ તે સેવ્યો નહિ,
મુજ મૂર્ખ ભાવોને નિહાળી નાથ કર: કરૂણા કંઇ.
મેં ભોગ સારા ચિંતવ્યા તે રોગસમ ચિંત્યા નહિ,
આગમન ઇચ્છયું ધનતણું પણ મૃત્યુને પ્રીછયું નહિ,
નહિ ચિંતવ્યું મેં નર્ક કારાગૃહ સમી છે નારીઓ,
મધુબિંદુની આશામહીં ભય માત્ર હું ભુલી ગયો.
હું શુદ્ધ આચારોવડે સાધુહૃદયમાં નવ રહ્યો,
કરી કામ પર ઉપકારના યશપણ ઉપાર્જન નવ કર્યો;
વળી તીર્થના ઉદ્ધાર આદિ કોઇ કાર્યો નવ કર્યાં,
ફોગટ અરે આ લક્ષ ચોરાશીતણા ફેરા ફર્યાં.

ગુરૂવાણીમાં વૈરાગ્યકેરો રંગ લાગ્યો નહિ અને,
દુર્જનતણાં વાક્યોમહીં શાંતિ મળે ક્યાંથી મને?
તરૂં કેમ હું સંસાર આ અધ્યાત્મ તો છે નહિ જરી,
તુટેલ તળીઆનો ઘડો જળથી ભરાયે કેમ કરી?
મેં પરભવે નથી પુણ્ય કીધું ને નથી કરતો હજી,
તો આવતા ભવમાં કહો ક્યાંથી થશે હે નાથજી;
ભુત ભાવી ને સાંપ્રત ત્રણેભવ નાથ હું હારી ગયો,
સ્વામી ત્રિશંકુજેમ હું આકાશમાં લટકી રહ્યો.
અથવા નકામું આપ પાસે નાથ શું બકવું ઘણું,
હે દેવતાના પૂજ્ય ! આ ચારિત્ર મુજ પોતાતણું;
જાણો સ્વરૂપ ત્રણલોકનું તો માહરૂં શું માત્ર આ?
જ્યાં ક્રોડનો હિસાબ નહિ ત્યાં પાઈની તો વાત ક્યાં.
ત્હારાથી ન સમર્થ અન્ય દિનનો ઉદ્ધારનારો પ્રભુ,
મ્હારાથી નહિ અન્ય પાત્ર જગમાં જોતાં જડે હે વિભુ;
મુક્તિ મંગળસ્થાનતોય મુજને ઇચ્છાનલક્ષ્મી તણી,
આપો સમ્યગ રત્નશ્યામ જીવને તો તૃપ્તિ થાયે ઘણી.



# શ્રી રાસ તથા છંદો.

## ॥શ્રીગોતમસ્વામીનો રાસ॥

(ભાષા—ઢાળ ૧ લી.)

વીર જિણેસર ચરણકમળ, કમલાકયવાસો ॥ પણમવિ પભણિશું સામિસાલ, ગોયમગુરૂ રાસો ॥ મણ તણુ વયણ એકંત કરવી, નિસુણો ભો ભવિયા॥ જિમ નિવસે તુમ્હ દેહ, ગેહ, ગુણગણ ગહગહીયા॥૧॥ જંબુદીવ સિરિભરહ ખિત્ત, ખોણીતલ મંડણ॥ મગધ દેસ સેણિય નરેસ, રિઉદલબલખંડણ॥ ધણવર ગુવ્વર ગામ નામ, જિહાં ગુણગણ સજ્જા ॥ વિપ્પવસે વસુભુઇ તથ્થ, જસુ પુહવી ભજ્જા ॥૨॥ તાણ પુત્ત સિરિ ઇંદ્રભુઈ ભુવલય પસિદ્ધો ॥ ચઉદહ વિજ્જા વિવિહ રૂવ, નારીરસ વિદ્ધો ( લદ્ધો ) ॥ વિનય વિવેક વિચાર સાર, ગુણગણહ મનોહર ॥ સાત હાથ સુપમાણ દેહ, રૂપે રંભાવર ॥ ૩ ॥ નયણ વયણ કર ચરણ, જિણવિ પંકજ જળે પાડિય ॥ તેજે તારા ચંદસૂર, આકાશ

ભમાડિય ॥ રૂવે મયણુ અનંગ કરવિ, મેલ્હિઓ નિર-ધાડિય ॥ ધીરમેં મેરૂ ગંભીર સિંધુ, ચંગમચયચાડિય ॥ ૪ ॥ પેખવિ નિરૂવમ રૂવ જાસ, જણુ જંપે કિંચિય ॥ એકાકી કલિ ભીત ઇથ્થ, ગુણ મેહલ્યા સંચિય ॥ અહવા નિશ્ચે પુવ્વ જમ્મ, જિણવર ઇણ અંચિય ॥ રંભા પઉમા ગૌરી ગંગ, રતિ હા વિધિ વંચિય ॥ ૫ ॥ નહિ બુધ નહિ ગુરૂ કવિ ન કોઈ, જસુ આગલ રહિઓ ॥ પંચસયા ગુણપાત્રછાત્ર, હીંડે પરવરિઓ ॥ કરે નિરંતર યજ્ઞકર્મ, મિથ્યામતિ મોહિય ॥ ઇણ છળ હોશે ચરમ નાણ, દંસણહ વિસોહિય ॥ ૬ ॥ વસ્તુ છંદ ॥ જંબુદીવહ જંબુદીવહ, ભરહવાસંમિ ખોણીતલમંડણ મગધ દેસ, સેણિય નરેસર, વરગુબ્બર ગામ તિહાં, વિપ્પ વસે વસુભૂઈ સુંદર, તસુ ભજ્જા પુહવિ સયલ, ગુણગણ રૂવ નિહાણ; તાણ પુત્ત વિજ્જાનિલઓ, ગોયમ અતિહિ સુજાણ ॥ ૭ ॥

( ભાષા—ઢાળ ૨ બીજી )

॥ ચરમ જિણેસર કેવલનાણી, ચઉવ્વિહ સંઘ પઇઠ્ઠા જાણી ॥ પાવાપુરી સામી સંપત્તો ચઉવ્વિહ દેવનિકાયહિ જુત્તો ॥૮॥ દેવે સમવસરણ તિહાં કીજે,

જિણ દીઠે મિથ્યામતિ ખીજે, ત્રિભુવનગુરૂ સિંહાસણ બઇઠ્ઠા, તતખિણ મોહ દિગંતે પઇઠ્ઠા ॥ ક્રોધ માન માયા મદ પૂરાઃ જાયે નાઠા જિમ દિન ચોરા ॥ દેવ દુંદુભિ આકાશે વાજે, ધર્મ નરેસર આવ્યા ગાજે ॥૧૦॥ કુસુમવૃષ્ટિ વિરચે તિહાં દેવા, ચોસઠ ઇંદ્ર જસુ માગે સેવા ॥ ચામર છત્ર શિરોવરિ સોહે, રૂપેહિ જિણવર જગ સહુ મોહે ॥૧૧॥ ઉવસમ રસભર ભરી વરસંતા, જોજન વાણી વખાણ કરંતા ॥ જાણવિ વદ્ધમાણ જિણપાયા, સુરનર કિન્નર આવે રાયા ॥ ૧૨ ॥ કાંતિ સમૂહે ઝલઝલકંતા, ગયણ વિમાણે રણ રણકંતા ॥ પેખવિ ઇંદભૂઇ મન ચિંતે, સુર આવે અમ્હ યગ્ન હોવંતે ॥ ૧૩ ॥ તીરતરંડક જિમતે વહતા, સમવસરણ પુહતા ગહગહતા ॥ તો અભિમાને ગોયમ જંપે, ઇણિ અવસરે કોપે તણુ કંપે ॥ ૧૪ ॥ મૂઢ લોક અજાણીઉં બોલે, સુર જાણંતા ઇમ કાંઇ ડોલે ॥ મૂ આગળ કો જાણ ભણીજે, મેરૂ અવર કિમ ઉપમા દીજે ॥ ૧૫ ॥ વસ્તુછંદ ॥ વીર જિણવર વીર જિણવર નાણ સંપન્ન॥ પાવાપુરી સુરમહિય પત્તનાહ સંસાર તારણ ॥ તિહિં દેવેહિં નિમ્મવિય સમવસરણ બહુ સુખકારણ ॥

જિનવર જગ ઉજ્જોયકરે, તેજે કરી દિનકાર॥ સિંહા-
સણે સામિય ઠવ્યો, હુએ સુજય જયકાર ॥ ૧૬ ॥

( ભાષા–ઢાળ ત્રીજી )

॥ તવ ચઢિઓ ઘણમાણ ગજે, ઈંદ ભુઈ ભુદેવ
તો ॥ હુંકારો કરી સંચરિઓ, કવણુ સુ જિણવર દેવ
તો ॥ જોજન ભુમિ સમોસરણ, પેખે પ્રથમારંભ તો ॥
દહદિસિ દેખે વિબુધવધુ; આવંતી સુરરંભતો ॥ ૧૭॥
મણિમય તોરણ દંડ ધજા, કોશીસે નવ ઘાટ તો ॥
વૈરવિવર્જિત જંતુગણ, પ્રાતિહારજ આઠ તો ॥ સુર
નર કિન્નર અસુરવર, ઈંદ્ર ઇંદ્રાણી રાય તો ॥ ચિત્ત
ચમક્કિય ચિંતવે એ, સેવંતા પ્રભુપાય તો ॥ ૧૮ ॥
સહસકિરણ સમ વીરજિણ, પેખવી રૂપ વિસાળ તો ॥
એહ અસંભવ સંભવે એ, સાચો એ ઇંદ્રજાળ તો ॥
તો બોલાવે ત્રિજગગુરૂ, ઇંદભુઇ નામેણ તો ॥ શ્રીમુખ
સંશય સામિ સવે, ફેડે વેદપએણ તો ॥ ૧૯ ॥ માન
મેલ્હી મદ ઠેલી કરી, ભગતે નામે સીસ તો ॥ પંચ
સયાશું વ્રત લીયો એ; ગોયમ પહિલો સીસ તો ॥
બંધવ સંજમ સુણવિ કરી, અગનિભુઇ આવેઇ તો ॥
નામ લેઇ આ ભાસ કરે, તે પણ પ્રતિબોધેઇ તો ॥૨૦॥

ઇણુ અનુક્રમે ગણહર રયણ. થાપ્યા વીર અગ્યાર તો॥ તવ ઉપદેશે ભુવનગુરૂ; સંજમશું વ્રત બાર તો ॥ બિહું ઉપવાસે પારણું એ, આપણ પે વિહરંત તો ॥ ગોયમ સંજમ જગ સયલ. જયજયકાર કરંત તો ॥૨૧ ॥ વસ્તુ છંદ ॥ ઇંદભૂઇઅ ઇંદભૂઇઅ ચઢિય બહુ માન ॥ હુંકારો કરી સંચરિઓ, સમવસરણ પુહતો તુરંત ॥ ઇહ સંસા સામિ સવે, ચરમનાહ ફેડે ફુરંત ॥ બોધિબીજ સજાય મને, ગોયમ ભવહ વિરત્ત ॥ દિખ્ખ લેઈ સિખ્ખા સહિય, ગણહરપય સંપત્ત ॥ ૨૨ ॥

( ભાષા–ઢાળ ૪ થી )

॥ આજ હુઓ સુવિહાણ, આજ પચેલિમાં પુણ્ય ભરો ॥ દીઠા ગોયમસામિ, જો નિયનયણે અમિય ભરો સિરિ ગોયમ ગણહાર, પંચસયાં મુનિ પરવરિય, ભુમિયકરય વિહાર, ભવિયણ જનપડિબોહ કરે ॥ સમવસરણ મઝાર જે જે સંસા ઉપજે એ ॥ તે તે પર ઉપગાર કારણ પૂછે મુનિપવરો ॥ ૨૩ ॥ જિહાં જિહાં દીજે દિખ્ખ, તિહાં તિહાં કેવલ ઉપજે એ ॥ આપ કન્હે અણહુંત, ગોયમ દીજે દાન ઈમ ॥ ગુરૂ ઉપર ગુરૂભત્તિ સામિય ગોયમ ઉપનિય ॥ ઇણ છલ કેવલ-

નાણુ, રાગજ રાખે રંગભરે ॥ ૨૪ ॥ જો અષ્ટાપદ શૈલ, વંદે ચઢી ચઉવિશ જિણુ ॥ આતમલબ્ધિવસેણ ચરમસરીરી સોઈ મુનિ ॥ ઇઅ દેસણ નિસુણેઈ, ગોયમ ગણુહર સંચલિઓ ॥ તાપસ પન્નરસએણ, તો મુનિ દીઠો આવતો એ ॥ ૨૫ ॥ તવ સોસિય નિય અંગ, અમ્હ શક્તિ નવિ ઉપજે એ ॥ કિમ ચઢશે દ્રઢકાય, ગજ જિમ દિસે ગાજતો એ ॥ ગિરૂઓ એણે અભિમાન, તાપસ જો મન ચિંતવે એ ॥ તો મુનિ ચઢીયો વેચ, આલંબવિ દિનકર કિરણ ॥ ૨૬ ॥ કંચણ મણિ નિષ્પન્ન, દંડ કલસ ધજ વડ સહિય ॥ પેખવિ પરમાણંદ, જિણહર ભરહેસર મહિય ॥ નિયનિય કાયપ્રમાણ ચઉદિસિ સંઠિઅ જિણહબિંબ ॥ પણમવિ મન ઉલ્લાસ ગોયમ ગણહર તિહાં વસિય ॥ ૨૭ ॥ વયરસામીનો જીવ, તિર્યક્ જંભક દેવ તિહાં ॥ પ્રતિબોધે પુંડરીક, કંડરીક અધ્યયન ભણી ॥ વળતા ગોયમ શામી સવિ તાપસ પ્રતિબોધ કરે ॥ લેઈ આપણે સાથ, ચાલે જેમ જુથાધિપતિ ॥ ૨૮ ॥ ખીર ખાંડ ઘૃત આણ, અમિઅ વુઠ અંગુઠ ઠવે ॥ ગોયમ એકણ પાત્ર કરાવે પારણું સવે ॥ પંચસયાં શુભ ભાવ, ઉજ્જવળ ભરિયો ખીર

મીસ ॥ સાચા ગુરૂ સંજોગ, કવળ તે કેવળ રૂપ હુઓ ॥ ૨૯ ॥ પંચસયા જિણ નાહ, સમવસરણ પ્રાકારત્રય ॥ પેખવિ કેવલનાણ, ઉપન્નું ઉજ્જોયકરે ॥ જાણે જિણવિ પીયૂષ, ગાજંતી ઘણ મેઘ જિમ ॥ જિણવાણી નિસુણેઈ, નાણી હુઆ પંચસયાં ॥ ૩૦ ॥ વસ્તુછંદ ॥ ઇણે અનુક્રમે ઇણે અનુક્રમે નાણસંપન્ન ॥ પન્નરહ સય પરિવરિય હરિય દુરિય જિણનાહ વંદઇ ॥ જાણવિ જગ ગુરૂ વયણ, તિહ નાણ અપ્પાણ નિંદઇ ॥ ચરમ જિણેસર ઇમ ભણઇ, ગોયમ મ કરિસ ખેઉ ॥ છેહ જઇ આપણ સહી, હોસું તુલ્લા બેઉ ॥ ૩૧ ॥

( ભાષા—ઢાળ ૫ મી )

સામિઓ એ વીર જિણંદ, પૂનિમચંદ જિમ ઉલ્લસિઅ ॥ વિહરિઓ એ ભરહવાસમ્મિ, વારિસ બહુતેર સંવસિઅ ॥ ઠવતો એ કણય પઉમેઅ, પાય કમળ સંઘહિ સહિઅ ॥ આવિઓ એ નયણાણંદ, નયર પાવાપુરી સુરમહિય ॥૩૨॥ પેખિઓ એ ગોયમ સામી, દેવશર્મા પ્રતિબોધ કરે ॥ આપણો એ ત્રિશલા દેવી—નંદન પહોતો પરમપએ ॥ વળતાં એ દેવ આકાસ, પેખવિ જાણિય જિણ સમે એ ॥ તો મુનિ

એ મન વિખવાદ, નાહ ભેદ જિમ ઉપનો એ ॥ ૩૩ ॥ કુણ સમો એ સામિય દેખિ, આપ કન્હે હું ટાલિઓ એ ॥ જાણંતો એ તિહુઅણનાહ, લોકવિવહાર ન પાલિઓએ ॥ અતિ ભલું એ કીધેલું સામિ જાણીયું કેવલ માગશે એ ॥ ચિંતવિયું એ બાળક જેમ, અહવા કેડે લાગશે એ ॥ ૩૪ ॥ હું કિમ એ વીરજિણંદ, ભગતે ભોળો ભોળવ્યો એ ॥ આપણો એ અવિહડ નેહ, નાહ ન સંપે સાચવ્યો એ ॥ સાચો એ તુહીં વીતરાગ, નેહ ન જેણે લાલિઓ એ ॥ ઇણ સમે એ ગોયમ ચિત્ત, રાગ વૈરાગે વાળિઓ એ ॥૩૫॥ આવતું એ જે ઉલટ્ટ, રહેતું રાગે સાહિઉં એ ॥ કેવળું એ નાણ ઉત્પન્ન, ગોયમ સહેજે ઉમ્માહિઓ એ ॥ તિહુ-અણ એ જયજયકાર કેવલ મહિમા સુર કરે એ ॥ ગણહર એ કરય વખાણ, ભવિયણ ભવ ઇમ નિસ્તરે એ ॥ ૩૬ ॥ વસ્તુ છંદ ॥ પઢમ ગણહર પઢમ ગણહર વરિસ પચાસ ॥ ગિહિવાસે સંવસિય, તીસ વરિસ સંજમ વિભૂસિય ॥ સિરિકેવલનાણ પુણ બાર વરિસ તિહુયણ નમંસિય ॥ રાયગિહિ નયરીહિં ઠવિઅ,

બાણુવય વારિસાઉ ॥ સામી ગોયમ ગુણનિલો, હોશે શિવપુર ઠાઉ ॥ ૩૭ ॥

॥ ભાષા ॥

જિમ સહકારે કોયલ ટહુકે, જિમ કુસુમહવને પરિમલ મહકે, જિમ ચંદન સુગંધનિધિ; જિમ ગંગા જળ લહેરે લહકે, જિમ કણયાચલ તેજે ઝલકે, તિમ ગોયમ સૌભાગ્ય નિધિ ॥ ૩૮ ॥ જિમમાન સરોવર નિવસે હંસા, જિમ સુરવર સિરિ કણયવતંસા, જિમ મહુયરરાજીવ વને ॥ જિમ રયણાયર રયણે વિલસે, જિમ અંબર તારાગણ વિકસે, તિમ ગોયમ ગુણ કેલિવને ॥ ૩૯ ॥ પૂનમ નિસિ જીમ શશીહર સોહે, સુરતરૂ મહિમા જિમ જગ મોહે, પૂરવ દિસિ જિમ સહસકરો ॥ પંચાનન જિમ ગિરિવર રાજે, નરવઇ ઘર જિમ મયગલ ગાજે, તિમ જિનશાસન મુનિપવરો ॥ ॥ ૪૦ ॥ જિમસુરતરૂવર સોહે શાખા, જિમ ઉત્તમ મુખ મધુરી ભાખા, જિમ વન કેતકી મહમહે એ ॥ જિમ ભુમિ પતિ ભુયબલ ચમકે, જિમ જિનમંદિર ઘંટા રણકે, તિમ ગોયમ લબ્ધે ગહગહે એ ॥ ૪૧ ॥ ચિંતામણિ કર ચઢિઓ આજ, સુરતરૂ સારે વંછિત

કાજ, કામ કુંભ સવિ વશ હુઆ એ ॥ કામગવી પૂરે મનકામિય, અષ્ટ મહાસિદ્ધિ આવે ધામિય. સામિય ગોયમ અણુસરો એ ॥૪૨॥ પણવખ્ખર પહેલો પભણીજે, માયાબીજ શ્રવણ નિસુણીજે, શ્રીમતી શોભા સંભવે એ ॥ દેવહધૂરિ અરિહંત નમીજે, વિનય પહુ ઉવજ્ઝાય થુણીજે, ઈણ મંત્રે ગોયમ નમો એ ॥૪૩॥ પુર પુર વસતાં કાંઇ કરીજે, દેશ દેશાંતર કાંઇ ભમીજે, કવણ કાજ આયાસ કરો ॥ પ્રહ ઉઠી ગોયમ સમરીજે, કાજ સમગ્ગહ તતખ્ખણ સિઝે, નવનિધિ વિલસે તાસ ઘરે ॥ ૪૪ ॥ ચઉદહ સય બારોત્તર વરસે, ગોયમ ગણહર કેવલ દિવસે, કિઉં કવિત્ત ઉપગાર પરો ॥ આદેહિ મંગલ એહ પભણીજે, પરવ મહોચ્છવ મહિલો લીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ॥ ૪૫ ॥ ધન્ય માતા જિણે ઉદરે ધરિયા ધન્યપિતા જિણ કુલ અવતરિયા, ધન્ય સહગુરૂ જિણે દિખ્ખયાએ ॥ વિનયવંત વિદ્યાભંડાર, જસ ગુણ કોઈ ન લભ્ભે પાર, વિદ્યાવંત ગુરૂ વિનવે એ ॥ ગૌતમસ્વામીનો રાસ ભણીજે, ચઉવ્વિહ સંઘ રલિયાયત કીજે, ઋદ્ધિ વૃદ્ધિ કલ્યાણ કરો ॥૪૬॥

॥ શ્રી ગૌત્તમ સ્વામીનો રાસ સંપૂર્ણ ॥

# ॥ ગૌતમાષ્ટક છંદ ॥

॥ વીર જિણેસર કેરો શિષ્ય, ગૌતમ નામ જપો નિશદિશ ॥ જો કીજે ગાતમનું ધ્યાન, તો ઘર વિલસે નવે નિધાન ॥ ૧ ॥ ગૌતમ નામે ગિરિવર ચઢે, મન વંછિત હેલા સંપજે ॥ ૨ ॥ ગાતમ નામે નાવે રોગ, ગૌતમ નામે સહુ સંજોગ ॥ જે વૈરી વિરૂઆ વંકડા, તામે નાવે ઢુંકડા ॥ ભુત પ્રેત નવિ ખંડેપ્રાણ, તે ગૌતમનાં કરૂં વખાણ ॥ ૩ ॥ ગૌતમ નામે નિર્મળ કાય, ગૌતમ નામે વાધે આય ॥ ગૌતમ જિનશાસન શણગાર, ગાતમ નામે જયજયકાર ॥ ૪ ॥ શાલ દાલ સુરહા ઘૃત ગોળ, મનવંછિત કાપડ તંબોલ ॥ ઘરે સુઘરણી નિર્મળ ચિત્ત, ગૌતમ નામે પુત્ર વિનીત ॥ ૫ ॥ ગૌતમ ઉદયો અવિચળ ભાણ, ગૌતમ નામ જપો જગ જાણ ॥ મોટા મંદીર મેરૂ સમાન, ગૌતમ નામે સફળ વિહાણ ॥ ૬ ॥ ઘર મયગલ ઘોડાની જોડ, વારૂ પહોંચે વંછીત કોડ ॥ મહિયલ માને મહોટા રાય, જો તુઠે ગૌતમના પાય ॥ ૭ ॥ ગૌતમ પ્રણમ્યા પાતક ટળે, ઉત્તમ નરની સંગમ મળે ॥ ગૌતમ નામે નિર્મળ જ્ઞાન, ગૌતમ નામે

વાધે વાન ॥ પુણ્યવંત અવધારો સહુ. ગુરૂ ાતમના ગુણ છે બહુ ॥ કહે લાવણ્યસમય કરજોડ,ગઉતમ તુઠે સંપત્તિ કોડ ॥ ૯ ॥

## ॥ શ્રી સોળ સતીનો છંદ ॥

॥ આદિનાથ આદે જિનવર વંદી, સફળ મનોરથ કીજીએ એ ॥ પ્રભાતે ઉઠી મંગલિક કામે, સોળ સતીનાં નામ લીજીએ એ ॥ ૧ ॥ બાળકુમારી જગહિતકારી, બ્રાહ્મી ભરતની બહેનડી એ ॥ ઘટ ઘટ વ્યાપક અક્ષરરૂપે, સોળ સતી માંહે જે વડી એ ॥ ૨ ॥ બાહુબળ ભગિની સતીય શિરોમણી, સુંદરી નામે ઋષભસુતા એ ॥ અંક સ્વરૂપી ત્રિભુવનમાંહે, જેહ અનુપમ ગુણજુતા એ ॥ ૩ ॥ ચંદનબાલા બાળપણાથી, શિયળવતી શુદ્ધ શ્રાવિકા એ ॥ અડદના બાકુલા વીર પ્રતિલાભ્યા, કેવલ લહી વ્રત ભાવિકા એ ॥ ૪ ॥ ઉગ્રસેન ધૂઆ ધારિણી નંદિની, રાજીમતી નેમવલ્લભાએ ॥ જોબન વેશે કામને જીત્યો, સંજમ લઇ દેવદુલ્લભા એ ॥ ૫ ॥ પંચ ભરતારી પાંડવ નારી, દ્રુપદતનયા

વખાણીએ એ ॥ એકસો આઠે ચીર પૂરાણા, શીયળ મહિમા તસ જાણીએ એ ॥ ૬ ॥ દશરથ નૃપની નારી નિરૂપમ, કૌશલ્યા કુલચંદ્રિકા એ ॥ શીયળસલુણી રામજનેતા, પુણ્યતણી પરનાલિકા એ ॥ ૭ ॥ કૌશાંબિક ઠામે સતાનિક નામે, રાજ્ય કરે રંગ રાજીઓ એ ॥ તસ ઘર ઘરણી મૃગાવતી સતી, સુરભુવને જશ ગાજીઓ એ ॥ ૮ ॥ સુલસા સાચી શીયલે ન કાચી, રાચી નહીં વિષયા રસે એ ॥ મુખડું જોતાં પાપ પલાયે, નામ લેતાં મન ઉલ્લસે એ ॥ ૯ ॥ રામ રઘુવંશી તેહની કામિની, જનકસુતા સીતા સતીએ ॥ જગ સહુ જાણે ધીજ કરંતાં, અનલ શીતલ થયો શીયલથી એ ॥ ૧૦ ॥ કાચે તાંતણે ચાલણી બાંધી, કુવાથકી જળ કાઢીયું એ ॥ કલંક ઉતારવા સતીય સુભદ્રાએ, ચંપા બાર ઉઘાડીયું એ ॥ ૧૧ ॥ સુર નર વંદિત શીયળ અખંડિત, શિવા શિવપદગામિની એ ॥ જેહને નામે નિર્મળ થઇએ, બલિહારી તસ નામની એ ॥ ૧૨ ॥ હસ્તીનાગપુર પાંડુરાયની, કુંતા નામે કામિની એ ॥ પાંડવમાતા દશે દશાર્ણની, બેન પતિવ્રતા પદ્મીનિ એ ॥ ૧૩ ॥ શીયલવતી નામે શીલવ્રતધારિણી, ત્રિવિધે

તેહને વંદિયે એ ॥ નામ જપંતા પાતક જાયે, દરિસણ દુરિત નિકંદીએ એ ॥ ૧૪ ॥ નિષધા નગરી નલહ નરીંદની, દમયંતી તસ ગેહિની એ ॥ સંકટ પડતાં શીયલજ રાખ્યું,, ત્રિભુવનકીર્ત્તિ જેહની એ ॥ ૧૫ ॥ અનંગ અજીતા જગજન પૂજિતા, પુષ્પચૂલા ને પ્રભાવતીએ ॥ વિશ્વવિખ્યાતા કામિતદાતા, સોળમી સતી પદ્માવતી એ ॥ ૧૬ ॥ વીરે ભાખી શાસ્ત્રે સાખી, ઉદયરત્ન ભાખે મુદા એ ॥ વહાણું વાતાં જે નર ભણશે, તે લહેશે સુખસંપદા એ ॥ ૧૭ ॥

## ॥ ગૌતમ પ્રભાતિ સ્તવન ॥

॥ રાગ પ્રભાતી ॥

માત પૃથ્વીસુત પ્રાત ઉઠી નમો, ગણધર ગૌતમ નામ ગેલેં; પ્રહસમે પ્રેમ શું જેહ ધ્યાતાં સદા, ચઢતી કલા હોય વંશ વેલે ॥ મા૦ ૧ ॥ વસુભુતિ નંદન વિશ્વજન વંદન, દુરિત નિકંદન નામ; જેહનું; અભેદબુદ્ધે કરી ભવિજન જે ભજે, પૂર્ણ પહોંચે સહી ભાગ્ય તેહનું ॥ મા૦ ૨ ॥ સુરમણિ જેહ ચિંતામણિ સુરતરૂ, કામિતપૂરણ કામધેનુ; એહજ ગૌતમતણું ધ્યાન હૃદયે

ધરો, જેહ થકી અધિક નહીં માહાત્મ્ય કેહેનું ॥મા૦॥ ॥ ૩ ॥ જ્ઞાન બલ તેજ ને સકલ સુખ સંપદા, ગૌતમ નામથી સિદ્ધિ પામે- અખંડ પ્રચંડ પ્રતાપ હોય અવનિમાં, સુરનર જેહને શીશ નામે ॥ મા૦ ॥ ૪ ॥પ્રણવ આદેં ધરી માયાબીજેં કરી, સ્વમુખે ગૌતમ નામ ધ્યાયે; કોડિમનકામના સકલ વેગેં ફલે, વિઘનવૈરી સવે દૂર જાયે ॥ મા૦ ॥ ૫ ॥ દુષ્ટ દુરેં ટલે સ્વજન મેળો મળે, આધિ ઉપાધિને વ્યાધિ નાસે; ભૂતનાં પ્રેતનાં જોર ભાંજે વલી, ગૌતમ નામ જપતાં ઉલ્લાસેં ॥ મા૦ ॥ ૬ ॥ તીર્થ અષ્ટાપદેં આપ લબ્ધે જઇ,પન્નરશે ત્રણને દિખ્ખ દીધી;અઠ્ઠમને પારણે તાપસ કારણે, ક્ષીરલબ્ધે કરી અખુટ કીધી ॥ મા૦ ॥ ૭ ॥ વરસ પચ્ચાસ લગેં ગૃહવાસે વસ્યા, વરસ વળી ત્રીશ કરી વીર સેવા; બાર વરસાં લગેં કેવલ ભોગવ્યું, ભક્તિ જેહની કરે નિત્ય દેવા ॥ મા૦ ॥ ૮ ॥ મહિયલ ગૌતમ ગૌત્રમહિમાનિધિ, ઋદ્ધિને સિદ્ધિ સુખ કીર્ત્તિદાઇ; ઉદયજસ નામથી અધિક લીલા લહે, સુજસ સૌભાગ્ય દોલત સવાઇ ॥ મા૦ ॥ ૯ ॥ ઇતિ ગૌતમ પ્રભાતિ સ્તવનં ॥

---

# ॥ શ્રી મહાવીર જિન છંદ ॥

॥ સેવો વીરને ચિત્તમાં નિત્ય ધારો, અરિ ક્રોધને મન્નથી દુર વારો; સંતોષવૃત્તિ ધરો ચિત્તમાંહિ, રાગ દ્વેષથી દૂર થાઓ ઉછાહિં ॥ ૧ ॥ પડયા મોહના પાસમાં જેહ પ્રાણી, શુદ્ધ તત્ત્વની વાત તેણે ન જાણી; મનુ જન્મ પામી વૃથા કાં ગમો છો, જૈનમાર્ગ છંડી ભુલા કાં ભમો છો ॥ અલોભી અમાની નિરાગી તજો છો, સલોભી સમાની સરાગી ભજો છો; હરિહરાદિ અન્યથી શું રમો છો, નદી ગંગ મુકી ગલીમાં પડો છો ॥ ૩ ॥ કેઇ દેવ હાથે અસિ ચક્રધારા કેઇ દેવ ઘાલે ગળે રૂંઢ માલા, કોઇ દેવ ઉત્સંગે રાખે છે વામા, કેઇ દેવ સાથે રમે વૃંદ રામા ॥ ૪ ॥ કેઇ દેવ જપે લેઈ જપમાલા, કેઈ માંસભક્ષી મહા વીકરાલા; કેઈ યોગિણી ભોગિણી ભોગ રાગે, કેઈ રૂદ્રણી છાગનો હોમ માગે ॥ ૫ ॥ ઇસા દેવ દેવી તણી આશ રાખે, તદા મુક્તના સુખને કેમ ચાખે ?; જદા લોભવા થોકનો પાર નાવ્યો, તદા મધનો બિંદુઓ મન્ન ભાવ્યો ॥ ૬ ॥ જેહ દેવલાં આપણી આશ રાખે, તેહ પિંડને મન્નશું લેઅ ચાખે;

દીનહીનની ભીડ તે કેમ ભાંજે, ફુટો ઢોલ હોયે કહો કેમ વાજે ॥ ૭ ॥ અરે મૂઢ ભ્રાતા ભજો મોક્ષ દાતા, અલોભી પ્રભુને ભજોને વિખ્યાતા; રત્ન ચિંતામણી સારિખો એહ સાચો, કલંકી કાચના પિંડશું મત રાચો ॥ ૮ ॥ મંદ બુદ્ધિ જેહ પ્રાણી કહે છે, સવિ ધર્મ એકત્ર ભુલો ભમે છે; કીહાં સર્ષવા ને કીહાં મેરૂ ધીરં, કીહાં કાયરા ને કીહાં શૂરવીરં ॥ ૯ ॥ કીહાં સ્વર્ણથાલ કીહાં કુંભખંડ, કીહાં કોદ્રવા ને કીહાં ખીરમંડ ॥ કીહા ખીરસિંધુ કીહાં ક્ષાર નીરં, કીહાં કામધેનુ કીહાં છાગ ખીરં ॥ ૧૦ ॥ કીહાં સત્યવાચા કીહાં કુડ-વાણી; કીહાં રંકનારી કીહાં રાયરાણી, કીહાં નાર-કીને કીહાં દેવભોગી, કીહાં ઇંદ્ર દેહી કીહાં કુષ્ટરોગી ॥ ૧૧ ॥ કીહાં કર્મઘાતી કીહાં કર્મ ધારી; નમો વીર સ્વામી ભજો અન્ય વારી, નિશી સેજમાં સ્વપ્નથી રાજ્ય પામી; રાચે મંદબુદ્ધિ ધરી જેહ સ્વામી ॥૧૨॥ અથિર સુખ સંસારમાં મન્ન માચે, જના મૂઢમાં શ્રેષ્ઠશું ઈષ્ટ છાજે, તજો મોહ માયા હરો દંભરોપી, સજો પુણ્ય પોષી ભજો તે અરોષી ॥ ૧૨ ॥ ગતિ ચાર સંસાર અ-પાર પામી, આવ્યા આશ ધરી પ્રભુ પાય સ્વામી,

તુંહી તુંહીતુંહિ પ્રભુ છે નિરાગી;ભવ ફેરની શૃંખલા મોહ ભાંગી ॥ ૧૪ ॥ માનો વીરજી અર્જ છે એક મોરી, દીજે દાસકું સેવના ચરણ તોરી, પુણ્યોદય હુઆ ગુરૂ આજ મેરા; વિવેકેં લહ્યામેં પ્રભુ દર્શ તેરા ॥૧૫॥ ઇતિ.

---

## ॥ નવકાર મંત્રનો છંદ ॥

---

॥ દુહા ॥

વંછિત પુરે વિવિધપરે, શ્રી જિનશાસન સાર ॥ નિશ્ચે શ્રી નવકાર નિત્ય, જપતાં જયજયકાર ॥ ૧ ॥ અડસઠ અક્ષર અધિકફલ, નવપદ નવે નિધાન; વીતરાગ સ્વયં મુખ વદે, પંચપમેષ્ઠિ પ્રધાન ॥ ૨ ॥ એકજ અક્ષર એક ચિત્ત, સમર્યા સંપત્તિ થાય; સંચિત સાગર સાતનાં, પાતક દૂર પલાય ॥ ૩ ॥ સકલ મંત્ર શિર મુકુટમણિ, સદ્ગુરૂભાષિતસાર; સોભવિયાં મનશુદ્ધશું, નિત્ય જપીયે નવકાર ॥ ૪ ॥ છંદ—નવકાર થકી શ્રીપાલ નરેશર, પામ્યો રાજ્ય પ્રસિદ્ધ; શ્મશાન વિષે શિવનામ કુમરને, સોવનપુરિસો સિદ્ધ ॥ નવ લાખ જપંતા નરકનિવારે, પામે ભવનો પાર; સોભવિયાં

ભક્તે ચોકખે ચિત્તે, નિત્ય જપીયે નવકાર ॥ ૫ ॥ બાંધી વડશાખા શિંકે બેસી, કીધો કુંડ હુતાશ; તસ્કરને ચિત્તે મંત્ર સમર્પ્યો, ઉડયો તે આકાશ ॥ વિધિ રીતે જપતાં અહિ વિષ ટાલે, ઢાલે અમૃતધાર ॥ સો૦ ॥ ૬ ॥ બીજોરા કારણ રાય મહાબલ, વ્યંતરદુષ્ટ વિરોધ; જેણે નવકારે હત્યા ટાળી, પામ્યો યક્ષ પ્રતિબોધ ॥ નવલાખ જપંતા થાયે જિનવર, ઇસ્યો છે અધિકાર ॥ સો૦ ॥ ૭ ॥ પલ્લીપતિ શિખ્યો મુનિવર પાસે, મહામંત્ર મન શુદ્ધ; પરભવ તે રાજસિંહ પૃથિવિપતિ, પામ્યો પરિગલ રિદ્ધ ॥ એ મંત્રથકી અમરાપુર પહોતો, ચારૂદત્ત સુવિચાર ॥ સો૦ ॥ ૮ ॥ સંન્યાશી કાશી તપ સાધંતો, પંચાગ્નિ પરજાલે; દીઠો શ્રી પાસકુમારે પન્નગ, અધબલતો તે ટાલે ॥ સંભલાવ્યો શ્રી નવકાર સ્વયંમુખ, ઇંદ્રભુવન અવતાર ॥ સો૦ ॥ ૯ ॥ મન શુદ્ધે જપતાં મયણસુંદરી,. પામી પ્રીયસંયોગ, ઇણે ધ્યાન થકી ટલ્યો કુષ્ટ ઊંબરનો, રકતપિત્તનો રોગ ॥ નિશ્ચેશું જપતાં નવનિધિ થાયે, ધર્મતણો આધાર ॥ સો૦ ॥ ૧૦ ॥ ઘટમાંહી કૃષ્ણ ભુજંગમ ઘાલ્યો, ઘરણી કરવા ઘાત; પરમેષ્ઠિપ્રભાવે હાર ફુલનો, વસુધા માંહી

॥વિખ્યાત ॥ કમલાવતિએ (કલાવતિએ) પિંગલ કીધો, પાપતણો પરિહાર ॥ સો૦ ॥ ૧૧ ॥ ગયણાંગણ જાતી રાખી ગ્રહીને, પાડી બાણ પ્રહાર; પદપંચ સુણંતાં પાંડુપતિ ઘર, તે થઇ કુંતા નાર; એ મંત્ર અમુલખ મહિમા મંદિર ભવ દુઃખભંજણહાર ॥ સો૦ ॥૧૨॥ કંબલ સંબલે કાદવ કાઢયો, શકટ પાંચશેં માન; દીધે નવકારે ગયા દેવલોકે, વિલસે અમર વિમાન ॥ એ મંત્ર થકી સંપત્તિ વસુધા લહી, વિલસે જનવિહાર ॥ સો૦ ॥૧૩॥ આગે ચોવીશી હુઇ અનંતી; હોશે વાર અનંત; નવકાર તણી કોઇ આદિ ન જાણે, એમ ભાખે અરિહંત॥ પૂરવ દિશિ ચારે આદિ પ્રપંચે, સમર્યાં સંપત્તિ સાર ॥ સો૦ ॥ ૧૪ ॥ પરમેષ્ઠિ સુરપદ તે પણ પામે, જે કૃતકર્મ કઠોર; પુંડરગિરિ ઉપર પ્રત્યક્ષ પેખો, મણિધર ને એક મોર ॥ સદ્ગુરૂ સન્મુખ વિધિયે સમરતાં, સફલ જનમ સંસાર ॥ સો૦ ॥ ૧૫ ॥ શુલિકારોપણ તસ્કર કીધો, લોહખુરો પરસિદ્ધ; તિહાં શેઠે નવકાર સુણાવ્યો. પામ્યો અમરની રિદ્ધ ॥ શેઠને ઘર આવી વિઘ્ન નિવાર્યાં. સુરે કરી મનોહાર ॥ સો૦ ॥ ૧૬ ॥ પંચ પરમેષ્ઠિ જ્ઞાનજ પંચહ, પંચ દાન ચારિત્ર; પંચ સજ્ઝાય મહાવ્રત પં-

ચહ, પંચ સમિતિ સમક્તિ ॥ પંચ પ્રમાદ વિષય તજો પંચહ, પાલો પંચાચાર ॥ સો૦ ॥ ૧૭ ॥

કલશ—છપ્પય.

નિત્ય જપીએ નવકાર, સાર સંપત્તિ સુખદાયક; સિદ્ધ-મંત્ર એ શાશ્વતો, એમ જપે શ્રી જગનાયક ॥ શ્રી અ-રિહંત સુસિદ્ધ, શુદ્ધ આચાર્ય ભણીજે; શ્રી ઉવજ્ઝાય સુસાધુ, પંચ પરમેષ્ઠિ થુણીજે ॥ નવકાર સાર સંસાર છે, કુશલ લાભવાચક કહે; એક ચિત્તે આરાધતાં, વિ-વિધ રીતે વાંછિત લહે ॥ ૧૮ ॥

## શંખેશ્વર પાર્શ્વજિન ચૈત્યવંદન.

( હરિગીત છંદ. )

સકલ ભવિજનચમત્કારી, ભારી મહિમા જેહનો; નિખિલ આતમરમા રાજિત, નામ જપીએ તેહનો ॥ દુષ્ટકર્માષ્ટક ગંજરી, ભવિકજનમનસુખકરો; નિત્ય જાપ જપીએ, પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૧ ॥ બહુ પુન્યરાશિ દેશકાશી, તથ્થ નયરી વાણા-રસી; અશ્વસેનરાજા રાણી વામા, રૂપે રતિ તનુ સારિ-ખી ॥ તસ કુખે સુપન ચૌદ સુચિત, સ્વર્ગથી પ્રભુ અવતર્યો નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી

નામ શંખેશ્વરો ॥ ૨ ॥ ત્રણુલોક તરૂણી મનપ્રમોદી, તરૂણ વય જબ આવીઆ, તવ માતતાતે પ્રસન્ન ચિત્તે, ભામિની પરણાવીઆ । કમઠશઠકૃત અગ્નિકુંડે, નાગબળતો ઉધર્યો; નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૩ ॥ પોશમાશે કૃષ્ણપક્ષે, દશમી દિન પ્રભુ જનમિયા; સુરકુમરી સુરપતિ ભક્તિ ભાવે, મેરૂશૃંગે સ્નાપિયા । પ્રભાતે પૃથ્વીપતિ પ્રમોદે, જન્મમહોચ્છવ અતિકર્યો, નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૪ ॥ પોશવદિ એકાદશી દિન, પ્રવ્રજ્યા જિન આદરે; સુર અસુર રાજી ભક્તિતાજી, સેવના ઝાઝી કરે । કાઉસગ્ગ કરતાં દેખી કમઠે, કીધ પરિસહ આકરો; નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૫ ॥ તવ ધ્યાનધારાંરૂઢ જિનપતિ, મેઘધારે નવિ ચલ્યો; તિહાં ચલિત આસન ધરણ આયો, કમઠ પરિસહ દૂર કર્યો । દેવાધિ દેવની કરે સેવા, કમઠને કાઢી પરો; નિત્ય જાપ જપીએ પાપ ખપીએ' સ્વામી નામ શંખેશ્વરો ॥ ૬ ॥ ક્રમે પામી કેવળ જ્ઞાન કમળા, સંઘ ચઉવિહ સ્થાપીને; પ્રભુ ગયા મોક્ષે સમેતશિખરે, માસ અણસણ પાળીને

। શિવરમણીરંગે રમે રસીઓ, ભવિક તસ સેવા કરો; નિત્ય જાપ જપીએ પાપ ખપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૭ ॥ ભૂત પ્રેત પિશાચવ્યંતર, જલણજલોદર ભય ટળે; રાજરાણી રમા પામે, ભક્તિભાવે જો મળે । કલ્પતરૂથી અધિકદાતા, જગતત્રાતા જયકરો; નિત્ય જાપજપીએ પાપ ખપીએ સ્વામી નામ શંખેશ્વરો ॥૮॥ જરાજર્જરીભૂતયાદવ, સૈન્ય રોગનિવારતા, વઢીયાર દેશે નિત વિરાજે, ભવિકજીવને તારતા । એ પ્રભુતણાં પદપદ્મસેવા, રૂપ કહે પ્રભુતા વરો; નિત્ય જાપ જપીએ, સ્વામી નામ શંખેશ્વરો ॥ ૯ ॥

---

## પ્રસ્તાવિક શ્લોકો.

---

સકલ કર્મ વારી મોક્ષ માર્ગાધિકારી; ત્રીભોવન ઉપગારી. કેવલ જ્ઞાન ધારી. ભવિજન નિત્ય સેવો; દેવ એ ભક્તિભાવે ઇહજ જીનભજંતા સર્વસંપત્તિ આવે. જીનવર પદ સેવા સર્વ સંપત્તિ દાઈ; નિશિદીન સુખદાઈ, કલ્પવલ્લી સહાઈ; નમિ વિનમિ લહીજે, સર્વ વિદ્યા વડાઇ. રૂષભ જીનહ સેવા, સાધતાં તેહ પાઈ.

સ્વપર સંયમ જાણે, ધર્મ વાણી વખાણે; પરમ ગુરૂ કહ્યાથી, તત્વ નિશંકમાણે. ભવીક કજ વિકાસે, ભાનૂ જ્યું તેજભાસે; ઇહિજ ગુરૂભજેજે, શુદ્ધ માર્ગ પ્રકાશે. ૩ સુગુરૂ વચન સંગે, નિસ્તરે જીવ રંગે ? નિરમળ નર થાએ, જેમ ગંગા પ્રસંગે. સુણીય સુગુરૂ કેશી, વાણી-પ્રદેશી; લહી સુરભવ વાસી જે હવે મોક્ષ જાસી. ૪ જળનિધિ જળવેળા ચંદ્રથી જેમ વાધે; સકળ વિભવ લીલા, ધર્મથી તેમ સાધે; મનુષ્યજનમકેરો, સાર તે ધર્મ જાણી; ભજ ભજ ભવી ભાવે, ધર્મ તે સોખ્ય ખાણી. ૫ ઇહ ધર્મ પસાયે, વિક્રમે શક્ક સાધ્યો, ઇહ ધર્મ પસાયે શાલીનો શકય વાધ્યો જસન રગજવાજી, કેઇ, રણ સમય થયાં તે જીવ સાચાતિ કેઈ. ૬

જ્ઞાન સમો કોઇ ધન નહિ; સમતા સમો નહિં સુખ
જીવિત સમી આશા નહિં, લોભ સમો નહિ દુખ ૧

જાણ્યું તો જેણે ખરૂં, મોહે નવિ લેખાય;
સુખ દુખ આવે જીવને, હરખ શોક નવિ થાય. ૨

ગુરૂ દીવો ગુરૂ દેવતા, ગુરૂ વિના ઘોર અંધાર;
વાણીથી વેગલા, તે રડવડીયા સંશાર. ૩

અર્હન્તો ભગવંત ઇંદ્રમહિતા,સિદ્ધાશ્ચ સિદ્ધિસ્થિતા;
આચાર્યા જીનશાસનો ન્નતિકરા, પૂજ્યા ઉપાધ્યાયકા.

---

શ્રીસિદ્ધાંત સુપાઠકા મુનીવરા રત્નત્રયારાધકા;
પચૈતે પરમેષ્ઠિનઃ પ્રતિદિનં કુર્વંતુ વો મંગલં.

---

મંગલં ભગવાન વીરો મંગલં ગૌતમ પ્રભુ
મંગલં સ્થુલિભદ્રાદ્યા, જૈન ધર્મોસ્તુ મંગલમ્.

---

ૐકારં બિન્દુસંયુક્તં, નિત્યં ધ્યાયન્તિ યોગિનઃ
કામદં મોક્ષદચ્ચેવ, ૐકારાય નમો નમઃ

---

નમસ્કારસમો મંત્ર, શત્રુંજયસમો ગિરિ;
વીતરાગસમો દેવો, ન ભૂતો ન ભવિષ્યતિ.

---

પ્રશમરસનિમગ્નં, દૃષ્ટિ યુગ્મં પ્રસન્નં;
વદનકમલમંકઃ કામિની સંગશુન્યઃ
કરયુગમપિયત્તે, શસ્ત્રસબંધવ–ધ્યં
તદસિ જગતિ દેવો, વીતરાગસ્ત્વમેવ.

---

સુધા સોદરવાગ્ જ્યોત્સ્ના નિર્મલી કૃતદિઙ્ મુખઃ
મૃગલક્ષ્મા તમઃ શત્વૈ, શાંતિનાથ જિનોસ્તુ વઃ

---

ચિદાનંદૈકરૂપાય જિનાય પરમાત્મને;
પરમાત્મપ્રકાશાય, નિત્યં સિદ્ધાત્મને નમઃ

---

અન્યથા શરણં નાસ્તિ, ત્વમેવ શરણં મમ;
તસ્માત્ કારૂણ્યભાવેન, રક્ષ રક્ષ જીનેશ્વર,

---

પાતાલે યાનિ બિંબાનિ, યાનિ બિંબાનિ ભૂતલે;
સ્વર્ગેપિ યાનિ બિંબાનિ, તાનિવંદે નિરંતરમ્.

---

પ્રભુ દર્શન સુખ સંપદા, પ્રભુ દર્શન નવ નિદ્ધ,
પ્રભુ દર્શનથી પામીંએ, સકલ પદારથ સીદ્ધ.

---

ભાવે જીનવર પુજીએ, ભાવે દીજે દાન;
ભાવે ભાવના ભાવિએ, ભાવે કેવળ જ્ઞાન.

---

જીવડા જીનવર પુજીએ, પુજ્યાના ફળ હોય;
રાજ નમે પ્રજા નમે, આણ ન લોપે કોય.

---

વાડી ચંપો મોરીઓ, સોવન પાંખડીએ;
પાસ જીનેશ્વર પુજીએ, પાંચે આંગળીએ.

---

આભને વહાલી વીજળી, ધરતીને વહાલો મેહ;
રાજુલ વહાલા નેમજી, આપને વહાલો દેહ.

---

જગત્ર આધાર કૃપાવતાર દુર્વાર સંસાર વિકાર વૈદ્ય;
શ્રી વીતરાગ ત્વયિ મુગ્ધ ભાવાત્,
વિજ્ઞ પ્રભો વિજ્ઞપયામિ કિંચિત્.

---

દેખીરે અદભુત તાહરૂં રૂપ,
અચરિજ ભવિકરૂપી પદ વરો;
તાહરી ગત તું જાણે હો દેવ,
સ્મરણ ભજન તે વાચન જસ કહે,

---

તું અકલંકી રૂપ સ્વરૂપી, પરમાનંદ પદ તું દાઇ;
તું શંકર બ્રહ્મા જગદીશ્વર, વીતરાગ તુ નીરમાઈ,
અનોપમ રૂપ દેખી તુજ રીજે, સુર નરનારી કે વૃંદા;
નમો નીરંજન ફણી પતી સેવીત, પાસ ગોડીચા સુખ
કંદા કાને કુંડલ શીર છત્ર બીરાજે, ચક્ષુ ટીકા નીર-

ધારી; અષ્ટ બીજોરૂં હાથે સોહે, તુમ વંદે સહુ નરનારી જળ આવી પ્રભુ નાકે અડીઆં, આસન કંપ્યા નીર-ધારી ૩૫ વિજય કહે સુણ મેરી લાવણી, એસી શોભા બહુ સારી માત પિતા બાંધવ સહુ સાથે, સંજમ લીધાં નરનારી.

દર્શન દેવ દેવસ્ય, દર્શન પાપ નાશનં;
દર્શન સ્વર્ગ સોપાનં, દર્શનં મોક્ષ સાધનં:

---

## અથ અષ્ટપ્રકારી પુજાના દુહા.

---

ન્હવણુ વિલેપન કુસુમની, ધુપ દીપ મનોહાર;
અખંડ અક્ષત નૈવેદ્યની, અષ્ટમી ફળ સુવિચાર; ૧

ભાવ સ્તવને કારણે, દ્રવ્યસ્તવ અધિકાર;
કારણથી કારજ સધે, તેણે ધુર પુજ ઉદાર ૨

ઇણી પરે જળ પુજા કરી, કરીએ અપ્પા શુદ્ધ;
માને છિણું જે એહમાં જાણે, તેહ અબુદ્ધ. ૩

હવે કરવા ગુણ વાસના, અસંખ્યાત પ્રદેશ:
ચંદનની પૂજા કરો, આણી ભાવ વિશેષ, ૪

પૂજાને પરિણામ દોઉ, કરો ચંદનથી રીત;
શીતળતાને સુગંધતા, જીમ ભાંજે ભવભીત. ૫

હવે ત્રીજી સુમનસતણી પુજા અતીહી ઉદાર;
સુમસ સુખ જીણથી લહે, તિણે સુમનસ પ્રકાર. ૬

પ્રણિધાને સહગતિ હોએ, પૂજથી ફીમ નવી હોય;
સુમનસ ભાવે દુર્ગંતા, પૂજ પંચાશક જોય. ૭

હુતાશનથી કક્ષ જ્યું, તિમ ધ્યાનાનલે કર્મ;
તિણે મિશે ધુપ પૂજા કરો, પામો જ્યું શિવશર્મ. ૮

ઇણીપરે ધુપ પૂજા કરી, જીન આગળ શુભ ભાવ;
ટાળી વિભાવની પરિણુતી, દુર કરો પરભાવ. ૯

જગ પ્રદીપ પુર દીપ શુભ, કરતાં ભાવો એહ;
અવરાણું જે અનાદિનું, જ્ઞાન લહો નિજ તેહ. ૧૦

કેવળનાણ પઇવશું, જ્યું લહે લોકા લોક;
ત્યું પૂજા દ્રવ્ય દીપની, કરતાં શિવફળ રોક. ૧૧

હવે અક્ષત પૂજા કરો, શાળી વ્રિહિ ગોધુમ;
ઉજ્વળ પ્રભુ પર ઢોઇને, ટાળો મોહથી ધુમ. ૧૨

અક્ષય ફળ લેવા ભણી, અક્ષત પૂજા ઉદાર;
ઇહિ ભવ પણ નવિ ક્ષય હોયે, રાજ ઋધિ ભંડાર, ૧૩

હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલીરાય;
ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગો અવિચળ ઠાય. ૧૪
કર્ત્તા ભોક્તા મુજ નહી, પુદ્દગલ ભાવનો જીવ;
તિણે પુદ્દગલની ત્યાજના, કરતાં, શર્મ સદૈવ. ૧૫
ફળ પૂજા કરતાં થકાં, સફળ કરો અવતાર;
ફલ માગો પ્રભુ આગલે, તાર તાર મુજ તાર. ૧૬
જસ ફળ ઓપમ જગ નહીં, પામ્યા પછી ન અંત;
અવ્યાબાધ અચળ અરૂજ, માગો સુખ અનંત, ૧૭

(ઈતિ અષ્ટ પ્રકારી પુજાના દૂહા સંપુર્ણ.)

---

## શ્રી મંધરસ્વામિનાદૂહા.

---

અનંત ચોવિશીજીન નમું, સીદ્ધ અનંતી કોડ;
કેવળધર મુકિત ગયા, વંદુ બેકર જોડ.
બે કોડી કેવળ ધરા, વિહરમાનજીનવીસ;
સહસ કોટી જુગલ નમું, સાધુ નમું નિશદિશ.
જે ચરિત્ર નીર્મળા, તે પંચાનન સિંહ;
વિષય કષાયના ગંજીઆ, તે પ્રણમું નિશદિશ.

# પંડિત શ્રીદેવચંદ્રજીકૃત સ્નાત્રપૂજા.

## સ્નાત્ર ભણાવવામાં ઘેરથી દેરાસરે લઈ જવાની ચીજોનાં નામ.

નાડું, ઘીનો દીવો, ચોખા, નિવેદ, ફળ, અગરબતી, પંચામૃત ( ઘી, દુધ, દહીં, સાકર, પાણી ) કેસર, ફુલ, નાણું, કપુર, માટી, મીઠું, બરાસ.

## વિધિ.

પ્રથમ પુર્વદિશા સન્મુખ અથવા ઉત્તર દિશા સન્મુખ પ્રતિમાજીનુ મુખ આવે. એવી રીતે ઉપરા ઉપરી શુદ્ધ કરી, ધુપ દીપવડે પવિત્ર કરેલા ત્રણ બાજોઠ જલાદિકથી શુદ્ધ કરેલી, ધુપાદિકથી પવિત્ર કરેલી, ગુલાબ, કેવડા પ્રમુખના સુગંધીત પાણીથી છંટકાવ કરેલી, અને ફુલની વૃષ્ટિ કરેલી ભુમિપર સ્થાપના કરવા. તેના ઉપર પ્રતિમાજી પધરાવવા માટે સિંહાસન સ્થાપન કરવું સિંહાસન ન હોય તો થાળ મુકવો.

કદાપિ બે બાજોઠ અને ત્રીજું સિંહાસન હોય તો પણ અડચણ નહિ. સઘળા બાજોઠના મધ્ય ભાગમાં એકેક કેસરનો સાથીઓ કરવો નીચેના બે બાજોઠ ઉપર કેશરના સાથીઆ કરેલા હોય, તેના ઉપર ચોખાના સાથીઆ કરવા. અને ઉપર ફળ, સોપારી આદિ મુકવું. પછી સિંહાસનમાં અથવા થાળ હોય તો થાળમાં બે સાથીઆ કેસરથી કરવા. પછી ત્રણ નવકાર ગણી એક સાથીઆ ઉપર પંચતીર્થ પ્રતિમા સ્થાપન કરવી તેની આગળ બીજા સાથીઆ ઉપર સિદ્ધચક્ર સ્થાપન કરવા. સ્નાત્રનું જલ નીચે ન પડે માટે સિંહાસન નીચે પિત્તળની કુંડી મુકવી સ્નાત્ર પુજા થઇ રહ્યા પછી તે કુંડીમાંનું પાણી કોઇનો પગ ઉપર ન આવે એવી જગાએ નાંખવું.એ ત્રણ બાજોઠની આગળ એક પાટલો અથવા બાજોઠ શુદ્ધ કરી મુકવો.તેના ઉપર હારબંધ બે અથવા ચાર સાથીઆ કરીને ઉપર ચોખા પુરવા. તેના ઉપર સોપારી, બદામ વગેરે મુકવું. પછી ચોકખું પાણી, દુધ, દહીં, ઘી, અને સાકર તેનું પંચામૃત બનાવીને તેમાં ફુલ, બરાસ, કેસર, ચંદન આદિ સુગંધીત પદાર્થ નાંખીને શુદ્ધ નિર્મળ કળશ, જેટલા સાથીઆ

કર્યા હોય તેટલા ઉપર, ઉપર પ્રમાણે પંચામૃતના કળશ ભરીને સાથીઆ ઉપર મુકવા. અને ગળામાં નાળચાની સાથે 8 આવી આંટી પાડી નાડુ બાંધવું. તે કળશના ઉપર શુદ્ધ અંગલોહણાની ગડી વાળી ઢાંકવું. પ્રતિમાના જમણા પાસે પ્રતિમાની નાસિકા બરોબર સિખા આવે એવી રીતે ફાનસમાં દીવો મુકવો. ડાબે પાસે ધુપધાણું મુકવું. સિંહાસન ઉપર ચંદરવા તોરણ બાંધવા ભગવાનના ઉપરાઉપરી ત્રણ છત્ર ધારણ કરવાં. પછી બે અથવા ચાર સ્નાત્રીયાએ નાહી શુદ્ધ વસ્ત્રાલંકાર પહેરી સુશોભીત થઈ, કપાળમાં તિલક કરી આઠ પડો મુખકોશ બાંધી હાથ ધોઇને ધુપ, દીપથી પવિત્ર કરીને ત્રણ આંટાથી નાડું હાથે બાંધી, હાથ કેસર આદિકથી ચર્ચીત કરી ઉભા રહેવું અહીંઆં બાજોઠ સિંહાસન, દીવી, આરતી, મંગળ દીવો, ચામરની દાંડી વિગેરે જે જે ચીજો સ્નાત્રમાં કામ આવે એવી હોય. તે સર્વને નાડુ બાંધવું. સ્નાત્ર ભણાવ્યા પછી તરતજ મોટી પુજા ભણાવવી હોય તો પ્રતિમાજીનીચે જેવી પુજા હોય તે પ્રમાણે નકરામાં રૂપા નાણુ મુકવું. હાલ કંકુ વાપરવાની પ્રવૃત્તિ છે પણ કંકુ વાપર્યા પછી પ્રતિમાજીને અડકી શકાય નહિ માટે કેસર વાપરવાનું લખ્યું છે.

# સ્નાત્ર પુજા પ્રારંભ.

---

## પાંખડી ગાથા ॥ ઢાલ પહેલી ॥

---

નમોર્હંત્ સિદ્ધાચાર્યોપાધ્યાય સર્વ સાધુભ્યઃ,

---

॥ દુહા ॥ ચઉત્તીસે અતિશય જુઓ, વચનાતિસય જુત્ત ॥ સો પરમેસ્સર દેખિ ભવિ, સિંહાસણ સંપત્ત ॥ ૧ ॥ ॥ ૧ ॥ સિંહાસણ બેઠા જગ ભાણ, દેખી ભવિકજન ગુણમણિ ખાણ ॥ જે દીઠે તુજ નિરમલ નાણ, લહિયે પરમ મહોદય ઠાણ ॥ કુસુમાંજલિ મેલો આદિ જીણંદા, તોરા ચરણ કમલ સેવે ચોસઠ ઈંદા ॥ કુ૦ ॥ ૧ ॥ ચોવીશ વૈરાગી ચોવીસ સોભાગી, ચોવીસ જીણંદા ॥ કુ૦ ॥ એમ કહી પ્રભુના ચરણે પુજા કરીએ ગાથા ॥ જોનિય ગુણ પજજવ રમ્યો, તસુ અનુભવ એગત્ત ॥ સુહ પુગ્ગલ

આરોપતાં જો તસુ રંગ નિરત્ત ॥ ૨ ॥ ઢાળ—જે નિજ આતમગુણ આણંદી, પુગ્ગલ સંગે જેહ અફંદી ॥ જે પરમેશ્વર નિજપદ લીન, પુજો પ્રણમો ભવ્ય અ-ઢીન ॥ કુસુમાંજલિ મેલો શાંતિ જિણંદા૦ તો૦ ॥કુ૦ ॥૩॥ એમ કહી કુસુમાંજલિ ચડાવવી, પ્રભુના જાનુયે પુજા કરીએ ગાથા નિમ્મલ નાણપયાસકર, ગુણ-સંપન્ન, નિમ્મલ ધમ્મોવએસકર, સોપરમપ્પાધન્ન, નિમ્મલ નાણપયાસકર, નિમ્મલ ગુણ સંપન્ન ॥૩॥ ઢાળ—લોકાલોક પ્રકાશક નાણી, ભવિજન તારણજેહની વાણી ॥ પરમાનંદ તાણી નિઃસાણી, તસુ ભગતેં મુજ મતિય ઠહરાણી કુસુમાંજલિ મ્હેલો નેમજિણંદા॥તો૦॥ કુ૦॥૩॥ એમકહી કુસુમાંજલિ ચડાવવી પ્રભુના બેહાથે પૂજા કરવી, ગાથા—જે સિજઝા સિજઝંતિ જે, સિઝંસંતિ અણંત, જસુ આલંબન ઠવિય મણ, સો સેવો અરિ-હંત ॥ ૪ ॥ ઢાળ—શિવ સુખ કારણ જેહ ત્રિકાલેં, સમ પરિણ મે જગત નિહાલે ॥ ઉત્તમ સાધન માર્ગ દેખાડે, ઇંદ્રાદિક જસુ ચરણ પખાળે ॥ કુસુમાંજલિ મેલો પાસ જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ ૪ ॥ એમ કહી પ્રભુના ખંભાએ પુજા કરીએ, ગાથા—સમદીઠી

દેસ જય, સાહુ સાહુણી સાર ॥ આચારિય ઉવજઝાય સંઘે, જો નિમ્મલ આધાર ॥ ૫ ॥ ઢાળ—ચઉવિહ સમે જે મન ધાર્યું, મોક્ષતણું કારણ નિરધાર્યું;વિવિહ કુસુમ વરજાતિ ગહેવી, તસુ ચરણે પ્રણમંત ઠવેવિ ॥ કુસુમાંજલ મ્હેલો વિર જિણંદા ॥ તો૦ ॥ કુ૦ ॥ એમ કહી પ્રભુને મસ્તકે પુજા કરીએ ઇતિ પાંખડી ગાથા ॥ હવે અક્ષત લેવા.

॥ વસ્તુછંદઃ—સયલ જીનવર સયલ જીનવર, નમિય, મનરંગ ॥ કલ્યાણક વિહિ સંઠવિય કરિય, ધમ્મ સુપવિત્ત, ॥ સુંદર સય ઇગસિતરિ તિથ્થંકર, ઇગ સમય વિહરંતી મહીયલ ॥ ચ્યવન સમય ઇગવીસ જિણ, જન્મ સમય ઇગવિસ ॥ ભત્તિય ભાવે પૂજીયા, કરો સંઘ સુજગીસ ॥૧॥

## ॥ ઢાળ બીજી ॥

॥ એક દીન અચિરા હુલરાવતી ॥ એ દેશી ॥

॥ ભવ ત્રીજે શમકિતગુણ રમ્યા, જિન ભકિત પ્રમુખ ગુણ પરિણમ્યા ॥ તજી ઇંદ્રિયસુખ આશંસના, કરી સ્થાનક વિશની સેવના ॥ ૧ ॥ અતિરાગ પ્રશસ્ત

પ્રભાવતા, મનભાવના એહવી ભાવતા ॥ સવિ જીવ કરૂં શાસન રસી, ઈસી ભાવ દયા મન ઉલ્લસી ॥૨॥ લહી પરિણામ એહવું ભલું નિપજાવી જીનપદ નિરમલું ॥ આયુબંધ વિચે એક ભવ કરી શ્રદ્ધા સંવેગે તે થીર ધરી ॥ ૩॥ ત્યાંથી ચવિય લહે નરભવ ઉદાર, ભરતે તેમ અઈરવતેજ સાર ॥ મહાવિદેહે વિજયે વર પ્રધાન, મધ્ય ખંડે અવતરે જિન નિધાન ॥ ૪ ॥

## ॥ ઢાળ ત્રીજી—સુપનાની ॥

પણચે સુપનહ દેખે, મનમાંહે હર્ષ વિશેષે ॥ ગજવર ઉજ્જવળ સુંદર, નિર્મળ વૃષભ મનોહર ॥૧॥ નિર્ભય કેસરી સિંહ, લક્ષમી અતિહિ અબીહ ॥ અનુપમ ફુલની માળ, નિર્મળ શશી સુકુમાળ ॥ ૨ ॥ તેજે તરણી અતિ દીપે, ઇંદ્રધ્વજા જગ ઝીપે, પુરણ કળશ પંડર, પદ્મસરોવરપુર ॥ ૩ ॥ અગિઆરમે રયણાયર, દેખે માતાજી ગુણસાયર ॥ બારમે ભુવન વિમાન, તેરમે અનુપમ રત્ન નિધાન ॥ ૪ ॥ અગ્નિ શિખા નિર્ધૂમ, દેખે માતાજી અનુપમ હરખી રાયને ભાષે, રાજા અરથ પ્રકાશે ॥ ૫ ॥ જગપતિ જીનવર

સુખકર, હોશે પુત્ર મનોહર, ઇંદ્રાદિક જસુ નમશે, સકળ મનોરથ ફળશે ॥ ૬ ॥

વસ્તુ છંદ–પુણ્ય ઉદય પુણ્યઉદય ઉપના જીનનાહ માતા તવરયણી સમે ॥ દેખી સુપન હરખંતિ જાગીય સુપન કહિ નિજ કંતને ॥ સુપન અરથ સાંભળો સોભાગીય, ત્રિભુવન તિલક મહાગુણી, હોશે પુત્ર નિધાન ॥ ઇંદ્રાદિક જસુ પાય નમી, કરશે સિદ્ધ વિધાન ॥ ૧ ॥

## ॥ ઢાળ ચોથી ચંદ્રાવળાની દેશી ॥

સોહમપતિ આસન કંપિયો, એ દેઇ અવધિ મન આણંદીયો એ, નિજ આતમ નિર્મલ કરણ કાજ, ભવજળ તારણ પ્રગટયો જહાજ ॥ ૧ ॥ ભવ અડવી પારગ સથ્થવાહ, કેવળ નાણાઇય ગુણ અગાહ ॥ શિવ સાધનગુણ અંકુરો જેહ, કારણ ઉલટયો અષાઢિ મેહ ॥૨॥ હરખેં વિકસી તવ રોમરાય, વલયાદિકમાં નિજ તનુ ન માય ॥ સિંહાસનથી ઉઠયો સુરિંદ, પ્રણમંતો જિન આનંદ કંદ ॥ ૩ ॥ સગ અડ પય સાહમો આવી તત્થ, કરિ અંજલિય પ્રણમિય મથ્થ. મુખે ભાખે એ ક્ષણ આજ સાર, તિય લોઅ

પહુ દિઠો ઉદાર ॥ ૪ ॥ રે રે નિઃસુણો સુર લોય દેવ, વિષયાનલ તાપતિ તુમ સવેત્ર ॥ તસુ શાંતિકરણ જલધર સમાન, મિથ્યા વિષ ચુરણ ગરૂડ વાન ॥૫॥ તે દેવ સકળ તારણ સમર્થ પ્રગટયો તસુ પ્રણમી હુવો સનાથ ॥ એમ જંપી શક્રસ્તવ કરેવિ તવ દેવ દેવી હરખેં સુણેવિ ॥ ૬ ॥ ગાવે તવ રંભા ગીત વાન, સુરલોક હુવો મંગળ નિધાન નરક્ષેત્રે આરજ વંશ ઠામ, જિન રાજ વધે હર્ષધામ ॥ ૭ ॥ પિતા માતા ઘરે ઉત્સવ અશેષ, જિનશાસન મંગળ અતિ વિશેષ ॥ સુરપતિ દેવાદિક હર્ષ સંગ, સંયમ અર્થી જનને ઉમંગ ॥ ૮ ॥ શુભવેળા લગને તીર્થ નાથ, જનમ્યા ઇંદ્રાદિક હર્ષ સાથ ॥ સુખ પામ્યા ત્રિભુવન સર્વ જીવ, વધાઇ વધાઇ થઇ અતીવ ॥ ૯ ॥ આ ઠેકાણે અક્ષતે વધાવવા.

પછી જગચિંતામણીનું ચૈત્યવંદન (જયવીયરાય અરધા સુધી) કરવું પછી હાથ ધોઇ લુશી નાખવા, નવકાર એક ગણી કળશને ધુપ દઈ હાથમાં લઇને લુગડું ઢાંકી નીચે પ્રમાણે કળશ કહેવો,

---

# ॥ ઢાળ પાંચમી ॥

॥ શ્રી શાન્તિજિનનો કળશ કહિશું, પ્રેમ સાગર પુર ॥ એ દેસી ॥ શ્રી તીર્થપતિનું કળશ મજ્જન, ગાઇએ સુખકાર ॥ નરખિત્ત મંડણ દુહ વિહંડણ, ભવિક મન આધાર ॥ તિહાં રાવ રાણા હર્ષ ઓછવ થયો જગ જયકાર, દિશીકુમરી અવધિ વિશેષ જાણી, લહ્યો હર્ષ અપાર ॥ ૧ ॥ નિઅ અમર અમરી સંગ કુમરી, ગાવતી ગુણ છંદ ॥ જિન જનની પાસે આવી પહોતી ગહગહતી આણંદ ॥ હે માય તે જિનરાજ જાયો, શુચિ વધાયો રમ્મ ॥ અમ જમ્મ નિમ્મલ કરણ કારણ, કરીથ સુઇ કમ્મ ॥ ૨ ॥ તિહાં ભુમી શોધન દીપ દર્પણ, વાય વીંજણ ધાર ॥ તિહાં કરીય કદલી ગેહ જિનવર, જનની મજ્જન કાર ॥ વર રાખડી જિન પાણિ બાંધિ; દીએ એમ આશીષ ॥ જુગ કોડાકોડી ચિરંજીવો ધર્મ દાયક ઇશ ॥ ૩ ॥ આ ઠેકાણે દર્પણ ધરવું, ચમ્મર વિંઝવો ॥ ને રાખડી ભગવાનને હાથે બાંધવી,

## ॥ ઢાળ છઠ્ઠી એક વીશાની ॥

॥ જગ નાયકજી, ત્રિભુવન જન હિતકાર એ,પરમાત્તમજી ॥ ચિદાનંદ ઘનસાર ॥ એ દેશી ॥ જીન રયણીજી, દશ દિશી ઉજ્વલતા ધરે, શુભ લગનેજી, જ્યોતિષ ચક્ર તે સંચરે, જીન જનમ્યાજી, જેણે અવસર માતા ઘરે ॥ તેણે અવસરજી, ઈંદ્રાસન પણ થરહરે ॥ ત્રુટક—થરહરે આસન ઇંદ્ર ચિંતે, કોણ અવસર એ બન્યો, જીન જનમ ઉત્સવ કાલ જાણી, અતિહી આનંદ ઉપન્યો, નિજ સિદ્ધિ સંપત્તિ હેતુ જીનવર, જાણી ભક્તે ઉમહ્યો ॥ વિકસિત વદન પ્રમોદ વધતે, દેવનાયક ગહગહ્યો ॥ ૧ ॥ આ ઠેકાણે ઘંટનાદ કરાવવો.

॥ ઢાળ ॥ તવ સુરપતિજી, ઘંટાનાદ કરાવ એ, સુરલોકેંજી, ઘોષણા એહ દેવરાવ એ, નરક્ષેત્રેજી, જિનવર જન્મ હુઓ અછે ॥ તસુ ભકતેજી સુરપતિ મંદિર ગિરિગચ્છે, ત્રુટક—ગચ્છેતિ મંદિર શિખર ઉપર, ભવન જીવન જીન તણો, જીન જન્મ ઉત્સવ કરણ કારણ, આવજો સવિ સુરગણો, તુમ શુદ્ધ સમક્તિ થાશે નિર્મલ, દેવાધિદેવ નિહાળતાં, આપણા પાતક સર્વ જાશે

નાથ ચરણ પખાલતાં ॥ ૨ ॥ં ઢાળ એમ સાંભળીજી; શુરવર કોડિ બહુ મિલી ॥ જિન વંદનજી, મંદરગિરી સાહમા ચલી ॥ સોહમપતિજી, જિન જનની ઘર આ-વીયા ॥ જિન માતાજી, વંદિ સ્વામિ વધાવિઆ, ( આ ઠેકાણે અક્ષતથી વધાવવા. )

॥ ત્રટક—વધાવિયા જિન હર્ષ બહુલેં, ધન્ય હું કૃત પુણ્ય એ ત્રૈલોકય નાયક દેવ દીઠો, મુજ સમો કોણ અન્ય એ ॥ હે જગત જનની પુત્ર તુમચો, મેરૂ મજ્જન વર કરી, ઉત્સંગ તુમચે વલીય થાપીશ ॥ આતમા પુણ્યે ભરી ॥ ૩ ॥ ઢાળ—સુરનાયકજી, જિન નિજ કર કમલે ઠવ્યા ॥ પંચ રૂપેંજી, અતિશય મહિમાએ સ્તવ્યા. નાટક વિધજી, તવ બત્રિસ આગલ વહે ॥ સુર કોડીજી, જિન દર્શનને ઉમહે. ત્રુટક–સુર કોડા-કોડિ નાચતી વલી॥ નાથ શુચિ ગુણ ગાવતી અપ્સરા કોડી હાથ જોડી, હાવ ભાવ દેખાવતી ॥ જયોજયો તું જિનરાજ જગગુરૂ, એમ દે આશીષ એ ॥ અમ્હ ત્રાણ શરણ આધાર જીવન, એક તું જગદિશ એ ॥ ૪ ॥ ઢાળ—સુરગિરિવરજી, પાંડુક વનમે ચિહું દિશેં ॥ ગિરિ શિલપરજી, સિંઘાસણ સાસય વશે ॥ તિહાં આ-

ણીજી, શક્રે જિન ખોળે ગ્રહ્યા ॥ ચોસટેજીતિહાં સુર-
પતિ આવી રહ્યા, ત્રટક-આવિયા સુરપતિ સર્વ ભગતેં
કલશ શ્રેણિ બનાવએ ॥ સિદ્ધાર્થ પમુહા તીર્થ ઓષધિ
સર્વ વસ્તુ અણાવ એ ॥ અચુઅપતિ તિહાં હુકમ
કીનો, દેવ કોડાકોડિને ॥ જિન મજ્જનારથ નીર લાવો,
સવે સુર કરજોડિને ॥ ૫ ॥

## ॥ ઢાળ સાતમી ॥

॥ શાંતિને કારણે ઇંદ્ર કલશા ભરે ॥ એ દેશી ॥
આત્મસાધન રસી દેવ કોડી હસી, ઉલ્લસીને ધસી
ખીરસાગર દિશી ॥ પઉમદહ આદિ દહ ગંગપમુહાનઈ
તીર્થજલ અમલ લેવા ભણી તે ગઈ ॥ ૧ ॥ જાતિ
અડ કલશ કરી સહસ અઠોત્તરા, છત્ર ચામર સિંહાસણ
શુભતરા ॥ ઉપગરણ પુષ્પ ચંગેરી પમુહા સવે, આગમે
ભાસીયા તેમ આણી ઠવે ॥ ૨ ॥ તીર્થજલ ભરિય કર
કલશ કરિ દેવતા, ગાવતા ભાવતા ધર્મ ઉન્નતિરતા,
તિર્યંને નર અમર હર્ષ ઉપજાવતા, ધન્ય અમ્હ
શક્તિ શુચિ ભક્તિ ઇમ ભાવતા ॥ ૩ ॥ સમકિત બીજ
નિજ આત્મ આરોપતા, કલશ પાણી મિસેં ભક્તિજલ

સીંચતા ॥ મેરૂ શિંહરોવરી સર્વ આવ્યા વહી, શક્ર ઉત્સંગ જિન દેખી મન ગહગહી ॥ ૪ ॥

વસ્તુ છંદઃ—હંહોદેવા હંહોદેવા, અણાઇ કાલો અદિઠ પુવ્વો, તિલોય તારણો તિલોય બંધુ, મિછત્ત મોહ વિદ્ધંસણો, અણાઇ તિણ્હા વિણાસણો દેવાહિ દેવા દિઠ બોહિ કામેહિ ॥ ૫ ॥

ઢાળ તેહીજઃ—એમ પભણંત વણ ભવણ જોઇસરા, દેવ વેમાણિયા ભક્તિ ધમ્માયરા, કેવિ કપ્પઠ્ઠિયા કેવિ મિત્તાણુગા, કેવિ વરરમણિવયણેણ અઇ ઉચ્છુગા ॥૬॥

વસ્તુ છંદઃ—તથ્થ અચ્યુય તથ્થ અચ્યુય ઇંદ આદેસ, કર જોડિ સવિ દેવગણ. લેય કલસ આદેસ પામિય, અદભુત રૂપ સરૂપ જુઅ, કવણ એહ ઉત્સંગ સામિય, ઇંદ કહે જગ તારણો, પારગઅમ પરમેસ, નાયક દાયક ધમ્મનિહિ, કરિયે તસુ અભિષેક ॥ ૧ ॥ એમ કહી કળશમાંથી અડધું જળ નામવું, પછી નીચે પ્રમાણે કહેવું.

## ॥ ઢાળ આઠમી ॥

॥ તીર્થકમલદલ ઉદક ભરીને, પુસ્કર સાગર આવે ॥ એ દેશી ॥ પુરણ કલશ શુચિ ઉદકની ધારા,

જીનવર અંગે નામે ॥ આતમ નિરમલ ભાવ કરંતા વધતે શુભ પરિણામે ॥ ૧ ॥ અચ્ચુતાદિક સુરપતિ મજ્જન, લોકપાલ લોકાંત ॥ સામાનિક ઇંદ્રાણી પમુહા, એમ અભિષેક કરંત ॥ ૨ ॥ ગાહાઃ–તવ ઇસાણ સુરિંદો સક્કંપભણેઇ કરઇ સુપસાઉ, તુમ અંકે મહન્નાહો ॥ પિણમિતં અમ્હ અપ્પેહ ॥ ૩ ॥ તા સક્કિંદો પભણેઇ, સાહમ્મી વચ્છલંમિ બહુ લાહો, આણા એણં, તેણં, ગિણ્હિણહવો ઉક્કયવ્થાભો ॥ ૪ ॥ એમ કહી સર્વ સ્નાત્રીયા કેળશ નામે અને મુખથી નીચે પ્રમાણે કહેઃ–

ઢાળ તેહીજ–સોહમ સુરપતિ વૃષભ રૂપ કરી, ન્હવણ કરે પ્રભુ અંગ ॥ કરિય વિલેપણ પુષ્પ માલ ઠવિ, વર આભરણ અભંગ ॥ ૫ ॥ તવ સુરવર બહુ જય જયરવ કરિ, નાચે ધરિ આણંદ ॥ મોક્ષ માર્ગ સારથપતિ પામ્યો, ભાજશું હવે ભવ ફંદ ॥ ૬ ॥ કોડિ બતીસે સોબન ઉવારી વાજંતે વર નાદેં ॥ સુરપતિ સંઘ અમર શ્રીપ્રભુને, જનનીન સુપસાદેં ॥ ૭ ॥ આણી થાપિ એમ પયંપે, અમ નિસ્તિરિયા આજ ॥ પુત્ર તુમારો ધણીય હમારો, તારણ તરણ ઝિહાજ ॥ ૮ ॥ માત જતન કરી રાખજો એહને, તુમ સુત અમ આ-

ધાર, સુરપતિ ભગતિ સહીતે નંદીસર, કરે જિનભક્તિ ઉદાર ॥ ૯ ॥ નિય નિય કપ્પ ગયા સવિ નિર્જર, કહેતાં પ્રભુ ગુણ સાર ॥ દીક્ષા કેવળ જ્ઞાન કલ્યાણક, ઇચ્છા ચિત્ત મઝાર ॥ ૧૦ ॥ ખરતરગચ્છ જીન આણારંગી રાજસાગર ઉવજ્ઝાય, જ્ઞાન ધર્મ દીપચંદ સુપાઠક, સુગુરૂતણે સુપસાય ॥ ૧૧ ॥ દેવચંદ જિન ભકતે ગાયો, જન્મ મહોત્સવ છંદ ॥ બોધ બીજ અંકુરો ઉલસ્યો, સંઘ સકલ આનંદ ॥ ૧૨ ॥

## ॥ કળશ રાગ વેળાવળ ॥

ઇમ પુજા ભગતે કરો, આતમ હિતકાજ ॥ તજિય વિભાવ નિજ ભાવમેં, રમતા શિવરાજ ॥૧॥ કાલ અનંતે જે હુઆ, હોસે જેહ જિણંદ ॥ સંપઈ સીમંધર પ્રભુ, કેવળ નાણદિણંદ ॥ ઇમ૦ ॥ ૨ ॥ જન્મ મહોત્સવ એણી પરે, શ્રાવક રૂચિવંત ॥ વિરચે જીન પ્રતિમા તણું, અનુમોદન ખંત ॥ ઇમ૦ ॥ ૩ ॥ દેવચંદ જીન પુજના, કરતાં ભવ પાર ॥ જીન સારખી, કહી સૂત્ર મોઝાર ॥ ઇમ૦ ॥ ૪ ॥

પછી પ્રભુજીને શુદ્ધ જળથી પખાળી કરી અંગલુહણા ત્રણ કરી કેસર ચંદનથી પુજા કરી પુષ્પ ચડાવી

ધુપ, કરી અક્ષત, ફળ નૈવેદ, મુકી આરતી કરવી મં-
ગળદીપ સહીત.

( અહીં જો મોટી પુજા તરતજ ભણાવવાહી હોય
તો લુણ, આરતી મંગળ દીવો ઉતારવો નહીં, અને
અહીંથી પુજા ભણવવાનીશરૂ કરવી પુજા પુરી થયેથી
લુણ આરતી મંગળ દીવો ઉતારવો. ) પછી આરતી
મંગળ દીપક અને લુણ ઉતારવું તેની વિધિ લખીયે
છીયે. પ્રભુની આગલ પડદો કરીને પ્રભુની સનમુખ
બેસીને આરતી કરનાર પોતાના નવ અંગે (બે પગને
અંગુઠે, બે ઢીંચણે, બે હાથના કાંડે. બે ખભે, મસ્તકે,
કપાલ, કંઠે હૃદયે અને નાભીએ ) કુંકુમથી કે કેસરથી
તિલક કરીને એક થાલમાં આરતી અને જમણે પાસે
સાથીઓ કરી તે ઉપર મંગલ દીવો રાખવો, આર-
તીમાં થોડું ઘી પુરવું અને મંગલ દીવો ઘીથી પુરો
ભરવો અને એક રકેબીમાં મીઠું. માટી અને પાણી
લઇને બેઠે બેઠે ત્રણ વખત લુણ ઉતારવું અને ઉતા-
રતાં નીચે પ્રમાણે ગાથાઓ બોલાવી અને લુણ માટી
જલમાં નાંખવાં.

---

## ॥ અથ લુણ ઉતારણુ ॥

॥ લુણ ઉતારો જિનવર અંગે, નિર્મળ જળધારા મત રંગે ॥ લુણ ॥ ૧ જીમ જીમ તડ તડ તડ લુણજ ફુટે, તિમ તિમ અશુભ કર્મબંધ છુટે ॥ લુણ ॥ ૨ ॥ નયણ સલુણાં શ્રી જીનજીનાં, અનુપમ, રૂપ દયારસ ભીનાં ॥ લુણ ॥ ૩ ॥ રૂપ સલુણ જિનજીનું દીસે, લાજ્યું લુણ તે જળમાં પેસે ॥ લુણ ॥ ૪ ॥ ત્રણ પ્રદક્ષિણા દેઇ જળધારા, જલણ ખેપવીએ લુણ ઉદારા ॥ ॥ લુણ ॥ ૫ ॥ જે જિન ઉપર દુમણો પ્રાણી, તે એમ થાજો લુણ જયું પાણી ॥ લુણ ॥ ૬ ॥ અગર કૃષ્ણાગરૂ કુંદરૂ સુગંધે, ધુપ કરી જે વિવિધ પ્રબંધે ॥ લુણ ૭

પછી રકેબીમાં રાખેલી આરતીની તથા મંગળ દીવાની કેસર ફુલ અને અક્ષતથી પુજા કરવી અને ઉપર કંકુના છાંટા નાંખવા. પછી મંગળ દીવો પ્રગટાવવો અને તે મંગળ દીવાની આરતી પ્રગટાવવી. પછી મંગળ દીવો નીચે બાજોઠ ઉપર મુકી આરતી બોલાવી આરતી ઉતારવી અને તે પછી મંગળ દીવો ઉતારવો તે વખતે કપુર સળગાવી મંગળ દીવા જોડે રાખવું. પછી

॥ દુહા ॥ હવે નૈવેદ્ય નિવેદના, કીજે જીમ હલી-રાય ॥ ભવ નિર્વેદ પ્રભુ મુખે, માગું અવિચળ ઠાય ॥ કર્તા ભોકતા મુજ નહીં, પુદગલ ભાવનો જીવ ॥ તેણે પુદગલની ત્યાજના, કરતાં શર્મ સદૈવ ॥ એ ગાથા બોલીને પતાસું કે પેંઢા જે હોય તે મુકવું અને નિવેદ ઉપર કંકુ કે કેસરના છાંટા નાંખવા પછી ચૈત્યવંદન પુરેપુરૂં કરવું.

---

## ॥ આરતી ॥

જય જય આરતી આદિ જીનંદા ॥ નાભીરાયા મારૂદેવીકા નંદા ॥ જય૦ ॥ ૧ ॥ પેહેલી આરતી પુજા કીજે ॥ નરભવ પામીને લાહાવો લીજે ॥ જય૦ ॥૨॥ દુસરી આરતી દીન દયાળા ॥ ધુળેવ મંડપમાં જગ અજુવાળા ॥ જય૦ ॥ ૩ ॥ તીસરી આરતી ત્રિભોવન દેવા ॥ સુરિનર ઇંદ્ર કરે તુજ સેવા ॥ જય૦ ॥ ૪ ॥ ચોથી આરતી ચઉગતી ચુરે ॥ મન વાંચ્છિત ફળ શીવસુખ પુરે ॥ જય૦ ॥ ૫ ॥ પંચમી આરતી પુણ્ય હું પાયો ॥ મુળચંદ રિષભ ગુણ ગાયો ॥ જય૦ ॥૬॥

---

# મંગળીક દીવો.

---

દીવોરે દીવો મંગળીક દીવો ॥ આરતી ઉતારણ બહુ ચિરંજીવો ॥ દિ૦ ॥૧॥ શોહામણો ઘેર પર્વ દીવાલી ॥ અંબર ખેલે અંમરા બાળી ॥ દિ૦ ॥૨॥ નિપાળ ભણે એને કળ અજુવાળી॥ ભાવે ભગતે વિઘન નિવારી ॥ દિ૦ ॥૩॥ નિપાળ ભણે એને કળીકાળે ॥ આરતી ઉતારી રાજા કુમારપાળે ॥ દિ૦ ॥૪॥ અમ ઘેર મંગળીક તુમ ઘેર મંગળીક ॥ચતુર વિધિ સંઘ ઘેર મંગળીક હોજો ॥ દિ૦ ॥૫॥ ઇતિ આરતી મંગળદીવો ઇતિ પંડીત શ્રી દેવચંદજી કૃત સ્નાત્રપુજા સંપુર્ણ.

---

## શ્રી વિનયવિજયોપાધ્યાય વિરચિત.

# શ્રી પુણ્ય પ્રકાશનું સ્તવન.

---

### દુહા.

સકલ સિદ્ધિ દાયક સદા, ચોવીશે જિનરાય;
સહગુરૂ સ્વામિની સરસતી; પ્રેમે પ્રણમું પાય ॥ ૧ ॥
ત્રિભુવન પતિ ત્રિશલા તણો, નંદન ગુણ ગંભીર;
શાસન નાયક જગ જયો, વર્દ્ધમાન વડ વીર ॥ ૨ ॥
એક દિન વીર જિણંદને, ચરણે કરી પ્રણામ:
ભવિક જીવના હિત ભણી, પૂછે ગૌતમ સ્વામ ॥૩॥
મુકિત માર્ગ આરાધીએ, કહો કિણ પેરે અરિહંત;
સુધા સરસ તવ વચન રસ, ભાખે શ્રી ભગવંત॥૪॥
અતિચાર આળોઇએ, વૃત ધરીએ ગુરૂ સાખ;
જીવખમાવો સયળ જે, યોનિ ચોરાશી લાખ ॥ ૫ ॥
વિધિશું વળી વોસરાવિએ, પાપસ્થાન અઢાર;
ચાર સરણ નિત્ય અનુસરો, નિંદો દુરિતાચાર ॥૬॥
શુભ કરણી અનુમોદીએ, ભાવ ભલો મન આણી,
અણસણ અવસર આદરી, નવપદ જપો સુજાણ॥૭॥.

શુભ ગતિ આરાધન તણા, એ છે દશ અધિકાર;
ચિત્ત આણીને આદરો, જેમ પામો ભવ પાર ॥૮॥

---

## ॥ ઢાળ ૧ લી ॥

---

॥ એ છીંડી કીહાં રાખી ॥ એ દેશી ॥

જ્ઞાન દરિસણ ચારિત્ર તપ વીરજ, એ પાંચે આચાર; એહ તણા ઈહ ભવ પરભવના, આળોઈએ અતિચાર રે ॥ પ્રાણી જ્ઞાન ભણો ગુણ ખાણી, વીર વદે એમ વાણી રે ॥ પ્રા૦ ૧ ॥ એ આંકણી; ગુરૂ ઓળવીએ નહિ ગુરૂ વિનયે, કાળે ધરી બહુ માન; સુત્ર અર્થ તદુભય કરી સુધાં, ભણીએ વહી ઉપધાન રે ॥પ્રા૦॥ ॥ ૨ ॥ જ્ઞાનોપગરણ પાટી પોથી, ઠવણી નોકારવાળી; તેહ તણી કીધી આશાતના, જ્ઞાન ભકિત ન સંભાળી રે ॥ પ્રા૦ ૩ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી, જ્ઞાન વિરાધ્યું જેહ; આ ભવ પરભવ વળી રે ભવો ભવ, મિચ્છામિ દુક્કડ તેહ રે. પ્રાણી સમકિત લ્યો શુદ્ધ જાણી, વીર વદે એમ વાણી રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૪ ॥ જિનવચને શંકા નવિ કીજે, નવિ પરમત અભિલાખ; સાધુ

તણી નિંદા પરિહરજો, ફળ સંદેહ મ રાખ રે ॥ પ્રા૦ ॥ ॥ સ૦ ॥ ૫ ॥ મૂઢપણું છંડો પરશંસા, ગુણવંતને આદરીએ સામીને ધરમે કરી થીરતા,ભકિત પ્રભાવના કરીએ રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૬ ॥ સંઘ ચૈત્ય પ્રાસાદ તણો જે, અવર્ણવાદ મન લેખ્યો; દ્રવ્ય દેવકો જે વિણસાડયો, વિણસંતાં ઉવેખ્યો રે ॥ પ્રા૦ ॥ સ૦ ॥ ૭ ॥ ઇત્યાદિક વિપરીતપણાથી, સમકિત ખંડયું જેહ ॥ ॥ આભવ૦ ॥ મિચ્છા૦ પ્રા૦ ચારિત્ર લ્યો ચિત્ત આણી ॥ ૮ ॥ પાંચ સુમતિ ત્રણ ગુપ્તિ વિરાધી, આઠે પ્રવચન માયે; સાધુતણે ધરમે પરમાદે, અશુદ્ધ વચન મન કાય રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૯ ॥ શ્રાવકને ધરમે સામાયિક, પોસહમાં મન વાળી; જે જયણાપૂર્વક એ આઠે, પ્રવચન માય ન પાળી રે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥૧૦॥ ઇત્યાદિક વિપરીતપણાથી, ચારિત્ર ડોળ્યું જેહ ॥ આભવ૦ ।મિચ્છા૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૧ ॥ બારે ભેદે તપ નવિ કીધો, છતે જોગે નિજ શકતે, ધર્મે મન વચ કાયા વીરજ, નવિ ફેરવીઉં ભગતેરે ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ॥ ૧૨ ॥ તપ વીરજ આચાર એણી પરે, વિવિધ વિરાધ્યાં જેહ ॥ આભવ૦ ॥ મિ૦ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૩ ॥

વળીય વિશેષે ચારિત્ર કેરા, અતિચાર આળોઇએ;વીર-જિનેશ્વર વયણ સુણીને, પાપ મેલ સવી ધોઇએ રે ॥ ॥ પ્રા૦ ॥ ચા૦ ॥ ૧૪ ॥

.........

## ॥ ઢાળ ૨ જી ॥

॥ પામી સુગુરૂ પસાય ॥ એ દેશી ॥

પૃથ્વી પાણી તેઉરે વાયુ વનસ્પતિ; એ પાંચે થાવર કહ્યાં એ ॥ ૧ ॥ કરી કરસણ આરંભ, ખેત્ર જે ખેડીયાં, કુવા તળાવ ખણાવીયાએ ॥૨॥ ઘર આરંભ અનેક, ટાંકા ભોયરાં: મેડી માળ ચણાવીઆએ ॥ ૩ ॥ લીંપણ ગુંપણ કાજ, એણીપરે પરે પરે; પૃથ્વીકાય વિરાધીયાએ ॥ ૪ ॥ ધોયણ નાહણ પાણી, ઝીલણ અપકાય; છોતિ ધોતિ કરી દુહવ્યાએ ॥ ૫ ॥ ભાઠીગર કુંભાર, લોહ સોવનગરા, ભાડભુંજા લિહાળાગરાએ ॥ ૬ ॥ તાપણ શેકણ કાજ, વસ્ત્ર નિખારણ; રંગણ રાંધણ રસવતીએ ॥ ૭ ॥ એણીપરે કર્માદાન, પરે પરે કેળવી; તેઉ વાયુ વિરાધીયાએ ॥ ૮ ॥ વાડી વન આરામ, વાવી વનસ્પતિ; પાન ફુલ ફળ ચુંટયાંએ ॥ ॥ ૯ ॥ પહોંક પાપડી શાક, શેકયાં, છેદ્યાં છુદ્યાં આથી-આંએ ॥ ૧૦ ॥ અળશીને એરંડ ઘાણી ઘાલીને;

વણ્યા તિલાદિક પાલીયાએ ॥ ૧૧ ॥ ઘાલી કોલુ માંહે, પીલી શેરડી; કંદમૂળ ફળ વેચીયાએ ॥ ૧૨ ॥ એમ એકેંદ્રી જીવ, હણ્યા હણાવીયા; હણતાં જે અનુમોદિયાંએ ॥ ૧૩ ॥ આભવ પરભવ જેહ, વળીય ભવોભવે; તે મુજ મિચ્છાદુક્કડંએ ॥ ૧૪ ॥ કૃમી સરમીયા કીડા, ગાડર ગંડોલા; ઇઅળ પૂરા અલશીયાંએ ॥ ૧૫ ॥ વાળા જળો ચુડેલ, વિચળિત રસ તણા;વળી અથાણાં પ્રમુખનાંએ ॥ ૧૬ ॥ એમ બેઇંદ્રી જીવ, જે મેં દુહવ્યાં;તે મુજ મિચ્છામિદુક્કડંએ ॥૧૭॥ ઉધેહી જુ લીખ, માંકડ મંકોડા; ચાંચડ કીડી કુંથુઆએ ॥ ૧૮ ॥ ગદ્ધીઆં ઘીમેલ, કાનખજુરીયા; ગીંગોડા ધનેરીયાંએ ॥૧૯॥ એમ તેઇંદ્રી જીવ, જે મેં દુહવ્યાં; તે મુજ મિચ્છામિ દુક્કડં એ ॥ ૨૦ ॥ માખી મચ્છર ડાંસ, મસા પતંગીયાં; કંસારી કોલિયાવડાએ ॥ ૨૧ ॥ ઢીંકણ વિંછુ તીડ. ભમરા ભમરીયો; કોતાં બગખટમાંકડીએ ॥ ૨૨ ॥ એમ ચૌરિંદ્રીજીવ, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિ દુક્કડ એ ॥ ૨૩ ॥ જળમાં નાંખી જાળ રે, જળચર દુહવ્યા; વનમાં મૃગ સંતાપીયાએ ॥ ૨૪ ॥ પીડયા પંખી જીવ, પાડી પાસમાં; પોપટ ઘાલ્યા પાંજરેએ.

॥ ૨૫ ॥ એમ પંચેંદ્રી જીવ, જે મેં દુહવ્યા; તે મુજ મિચ્છામિદુક્કડં એ ॥ ૨૬ ॥

## ॥ ઢાળ ૩ જી ॥

॥ પ્રાણી વાણી હિતજી કરી એ દેશી ॥

ક્રોધ લોભ ભય હાસથીજી, બોલ્યા વચન અસત્ય; કુડ કરી ધન પારકાંજી, લીધાં જેહ અદત્તરે; જિનજી મિચ્છામિદુક્કડં આજ,તુમ સાખે મહારાજરે॥જિનજી ॥ દેઇ સારૂં કાજરે ॥ જિનજી । મિચ્છામિદુક્કડં આજ ।૧। એ આંકણી ॥ દેવ મનુજ તિર્ય ચનાજી, મૈથુન સેવ્યાં જેહ; વિષયારસ લંપટપણેજી, ઘણું વિટંબ્યો દેહરે ॥ જિનજી૦ ॥ ૨ ॥ પરિગ્રહની મમતા કરીજી, ભવ ભવ મેલી આથ, જે જીહાંની તે તીહાં રહીજી, કોઇ ન આવી સાથીરે ॥ જિનજી૦ ॥ ૩ ॥ રયણીભોજન જે કર્યાંજી, કીધાં ભક્ષ અભક્ષ; રસના રસની લાલચેજી, પાપ કર્યાં પ્રત્યક્ષરે ॥ જિનજી૦ ॥ ૪ ॥ વ્રત લેઈ વિસારીયાંજી. વળી ભાંગ્યા પચખ્ખાણ; કપટ હેતુ કીરીયા કરીજી, કીધાં આપ વખાણરે ॥ જિનજી૦ ॥ ૫ ॥ ત્રણ ઢાળ આઠે દુહેજી, આલોવ્યા અતિચાર; શિવ ગતિ આરાધન તણોજી, એ પહેલો અધિકારરે ॥ જિનજી૦ ૬

## ॥ ઢાળ ૪ થી ॥

---

### સાહેલડીની દેશી ॥

પંચ મહાવ્રત આદરો સાહેલડીરે, અથવા લ્યો વ્રતબાર તો; યથાશકિત વ્રત આદરી સાહેલડીરે, પાળો નિરતિચાર તો ॥ ૧ ॥ વ્રત લીધાં સંભારીએ ॥સા૦॥ હૈડે ધરીય વિચારતો, શિવગતિ આરાધન તણો ॥સા૦॥ એ બીજો અધિકારતો ॥ ૨ ॥ જીવ સવે ખમાવીએ ॥ સા૦ ॥ યોનિ ચોરાશી લાખતો, મનશુદ્ધે કરી ખામણાં ॥ સા૦ ॥ કોઇ શું રોષ ત રાખતો ॥ ॥ ૩ ॥ સર્વ મિત્ર કરી ચિંતવો ॥ સા૦ ॥ કોઇ ન જાણો શત્રુતો; રાગ દ્વેષ એમ પરિહરો ॥ સા૦ ॥ કીજે જન્મ પવિત્રતો ॥ ૪ ॥ સામી સંઘ ખમાવીએ ॥ સા૦ ॥ જે ઉપની અપ્રીતિતો ॥ સ્વજન કુટુંબ કરો ખામણાં ॥ સા૦ ॥ એ જિન શાસન રીતિતો ॥ ૫ ॥ ખમીએ ને ખમાવીએ ॥ સા૦ ॥ એહજ ધર્મનો સારતો ॥ શિવગતિ આરાધન તણો ॥ ॥ સા૦ ॥ એ ત્રીજો અધિકાર તો ॥ ૬ ॥ મૃષાવાદ હિંસા ચોરી ॥ સા૦ ॥ ધન મૂર્છા મૈથુનતો; ક્રોધ માન માયા

તૃષ્ણા ॥ સા૦ ॥ પ્રેમ દ્વેષ પૈશૂનતો ॥૭॥ નિંદા કલહ ન દીજે આળ તો; રતિ મિથ્યા તજો ॥ સા૦ ॥ માયામોસ જંજાળ તો ॥ ૮ ॥ ત્રિવિધ ત્રિવિધ વો સરાવીએ॥સા૦॥ પાપસ્થાન અઢારતો; શિવગતિ આરાધન તણો ॥સા૦॥ એ ચોથો અધિકારતો ॥ ૯ ॥

---

## ॥ ઢાળ ૫ મી ॥

---

॥ હવે નિસુણો ઇહાં આવીયાએ ॥ એ દેશી ॥

જનમ જરા મરણે કરીએ, એ સંસાર અસારતો; કર્યાં કર્મ સહુ અનુભવે એ, કોઇ ન રાખણ હારતો ॥ ૧ ॥ શરણ એક અરિહંતનું એ, શરણ સિદ્ધ ભગવંત તો; શરણ ધર્મ શ્રી જૈનનો એ, સાધુ શરણ ગુણવંત તો ॥ ૨ ॥ અવર મોહ સવિ પરિહરીએ, ચાર શરણ ચિત્ત ધારતો; શિવગતિ આરાધન તણો એ, એ પાંચમો અધિકાર તો ॥ ૩ ॥ આભવ પરભવ જે કર્યાં એ, પાપ કર્મ કેઇ લાખ તો; આતમ સાખે તે નિંદીએ એ, પડિક્કમિએ ગુરૂ સાખ તો ॥ ૪ ॥ મિથ્યામતિ વ-

ર્તાવિયા એ, જે ભાખ્યા ઉત્સૂત્ર તો; કુમતિ કદાગ્રહને વશે એ, જે ઉથાપ્યાં સૂત્ર તો ॥ ૫ ॥ ઘડયાં ઘડાવ્યાં જે ઘણાંએ, ઘંટી હળ હથીયાર તો; ભવ ભવ મેલી મુકીયાં એ, કરતાં જીવ સંહારછો ॥ ૬ ॥ પાપ કરીને પોષીયાં એ, જનમ જનમ પરિવાર તો; જન્માંતર પોહોત્યા પછીએ, કોઇએ ન કીધી સાર તો ॥૭॥ આ ભવ પરભવ જે કર્યાં એ, એમ અધિકરણ અનેક તો, ત્રિવિધે ત્રિવિધે વોસરાવીએ એ, આણી હૃદય વિવેક તો ॥ ૮ ॥ દુષકૃતનિંદા એમ કરી એ, પાપ કરો પરિહાર તો, શિવગતિ આરાધન તણોએ, એ છટ્ઠો અધિકાર તો ॥ ૯ ॥

---

## ઢાળ ૬ ઠ્ઠી.

---

॥ આદિ તું જોઇને આપણી ॥ એ દેશી ॥

ધનધન તે દિન માહરો, જીહાં કીધો ધર્મ; દાન શિયળ તપ આદરી, ટાળ્યાં દુષ્કર્મ ॥ ધન૦ ॥ ૧ ॥ શેત્રુંજાદિક તીર્થની, જે કીધી યાત્ર; જુગતે જિનવર

પૂજીયા, વળી પોયાં પાત્ર ॥ ધન૦ ॥ પુસ્તક જ્ઞાન લખાવીયાં, જિનહર જિન ચૈત્ય, સંઘ ચતુર્વિધ સાચવ્યા, એ સાતે ખેત્ર ॥ ધન૦ ॥ ૩ ॥ પડિક્કમણાં સુપરે કર્યાં, અનુકંપા દાન; સાધું સૂરિ ઉવઝાયને. દીધાં બહુ માન ॥ ધન૦ ॥ ૪ ॥ ધર્મ કાજ અનુમોદિએ, એમ વારંવાર; સિવગતિ આરાધન તણો, સાતમો અધિકાર ॥ ધન૦ ॥ ૫ ભાવ ભલો મન આણીએ, ચિત્ત આણી ઠામ; સમતા ભાવે ભાવીએ, આતમરામ ॥ ધન૦ ॥૬॥ સુખ દુઃખ કારણ જીવને, કોઈ અવર ન હોય; કર્મ આપ જે આચર્યાં, ભોગવિયે સોય ॥ ધન૦ ॥ ૭ ॥ સમતા વિણ જે અનુસરે, પ્રાણી પુન્ય કામ; છાર ઉપર તે વીંપણું, ઝાંખર ચિત્રામ. ॥ ધન૦ ॥ ૮ ॥ ભાવ ભલીપરે ભાવીએ, એ ધર્મનો સાર; શિવગતિ આરાધન તણો, આઠમો અધિકાર ॥ ધન૦ ॥ ૯ ॥

---

# ॥ ઢાળ ૭ મી ॥

હવે અવસર જાણી, કરીએ સંલેખણ સાર; અણસણ આદરિએ, પચખી ચાર આહાર; લલુતા સવિ મુકી, છાંડી મમતા અંગ; એ આતમ ખેલે, સમતા જ્ઞાન તરંગ ॥ ૧ ॥ ગતિ ચારે કીધા, આહાર અનંત નિશંક પણ તૃપ્તિ ન પામ્યો, જીવ લાલચીઓ રંક; દુલહો એ વળી વળી, અણુસણનો પરિણામ; એહથી પામીજે, શિવપદ સુરપદ ઠામ ॥ ૨ ॥ ધન ધના શાશાલિભદ્ર, ખંધો મેઘકુમાર; અણસણ આરાધી, પામ્યા ભવનો પાર; શિવમંદિર જાશે, કરી એક અવતાર; આરાધન કેરો, એ નવમો અધિકાર ॥ ૩ ॥ દશમે આધકારે, મહામંત્ર નવકાર; મનથી નવિ મૂકો, શિવ સુખ ફલ સહકાર; એ જપતાં જાયે, દુર્ગતિ દોષ વિકાર; સુપરે એ સમરો, ચૌદ પુરવનું સાર ॥ ૪ ॥ જન્માંતર જાતાં, જો પામે નવકાર; તો પાતીક ગામી, પામે સુર અવતાર; એ નવ પદ સરિખો, મંત્ર ન કોઈ સાર; ઇહ ભવ ને પરભવે, સુખ સંપત્તિ દાતાર ॥ ૫ ॥ જુઓ ભીલ ભીલડી, રાજા રાણી થાય; નવપદ મહિમાથી. રાજસિંહ મહારાય; રાણી રત્નવતી બેહુ, પામ્યાં છે .

સુરભોગ, એક ભવ પછી લેશે, શિવ વધુ સંજોગ ॥૬॥ શ્રીમતીને એ વળી, મંત્ર ફળ્યો તતકાળ; ફણીધર ફીટીને, પ્રગટ થઈ ફુલ માળ; શિવકુમરે જોગી, સોવન પુરૂષો કીધ; એમ એણે મંત્રે, કાજ ઘણાંનાં સિદ્ધ ॥૭॥ એ દશ અધિકારે, વીરજિનેશ્વર ભાખ્યો; આરાધન કેરો; વિધિ જેણે ચિત્તમાં રાખ્યો: તેણે પાપ પખાળી, ભવ ભય દૂરે નાંખ્યો; જિન વિનય કરંતાં; સુમતિ અમૃતરસ ચાખ્યો ॥ ૮ ॥

## ॥ ઢાળ ૮ મી ॥

॥ નમો ભવિ ભાવ શું એ. ॥ એ દેશી ॥

સિદ્ધારથ રાય કુળતિલો; એ, ત્રિશલામાત મલ્હારતો અવનિ તળે તમે અવતર્યા એ, કરવા અમ ઉપકાર; જયો જિન વીરજીએ ॥ ૧ ॥ મેં અપરાધ કર્યા ઘણાં એ, કહેતાં ન લહું પાર તો; તુમ ચરણે આવ્યા જાણીએ, જો તારે તો તાર ॥ જયો૦ ॥ ૨ ॥ આશ કરીને આવીયો એ, તુમ ચરણે મહારાજ તો; આવ્યાને ઉવેખશો એ, તો કેમ રહેશે લાજ ॥ જયો૦ ॥ ૩ ॥ કરમ અલુજણ આકરાં એ, જનમ મરણ જંજાળતો; હું

છું એહથી ઉભગ્યો એ,છોડવો દેવ દયાળ ॥ જયો૦ ॥ ૪॥આજ મનોરથ મુજ ફળ્યાં એ,નાઠાં દુઃખ દંદોળતો, તુઠયો .જિન ચોવીશમો એ, પ્રગટયા પુન્ય કલ્લોલ ॥ જયો૦ ॥ ૫ ॥ ભવ ભવ વિનય તુમારડો એ, ભાવ-ભકિત તુમ પાયતો; દેવ દયા કરી દીજીએ એ, બોધ બીજ સુપસાય ॥ જયો૦ ॥ ૬ ॥

---

## ॥ કળશ ॥

ઇય તરણ તારણ સુગતિ કારણ,દુઃખ નિવારણ જગ જયો; શ્રીવીરજિનવર ચરણ થુણતાં, અધિક મન ઉલ્લટ થયો ॥ ૧ ॥ શ્રી વિજયદેવસૂરીંદ પટધર, તીરથ જંગમ ઇણેજગે; તપગચ્છપતિ શ્રીવિજયપ્રભસરિ, સુરિ તેજે ઝગમગે ॥ ૨ ॥ શ્રી હીરવિજયસુરિ શિષ્ય વાચક, કીર્ત્તિવિજય સુરગુરૂ સમો; તસ શિષ્ય વાચક વિનયવિજયે,થુણ્યો જિન ચોવીસમો ॥૩॥ સય સત્તર સંવત ઓગણત્રીશે,રહી રાંદેર ચોમાસું એ; વિજય દશમી વિજય કારણ કિયો ગુણ અભ્યાસએ ॥૪॥ નરભવ આરાધન સિદ્ધિ સાધન, સુકૃત લીલવિલાસએ; નિર્જરા હેતે સ્તવન રચિયું ॥ નામે પુન્યપ્રકાશ એ ॥૫॥ ઇતિ.

**સમાપ્ત.**

# ॥ અર્થ પદ્માવતી આરાધના પ્રારંભ ॥

॥ હવે રાણી પદમાવતી. જીવરાશિ ખમાવે ॥ જાણપણું જગ છે ભલું, ઇણ વેલા આવે ॥ ૧ ॥ તે મુઝ મિચ્છાણિ દુક્કડં, અરિહંતની સાંખ ॥ જે મેં જીવ વિરાધિયા, ચઉરાશી લાખ ॥ તે મુઝ૦ ॥ ૨ ॥ સાત લાખ પૃથ્વીતણી, સાતે અપકાંય ॥ સાત લાખ તે ઉકાયના, સાતે વલી વાય ॥ તે મુઝ૦ ॥ ૩ ॥ દશ પ્રત્યેક વનસ્પતિ, ચઉદહ સાધાર ॥ બી તિ ચઉરિંદી જીવના, બે બે લાખ વિચાર ॥ તે૦ ॥ ૪ ॥ દેવતા તિર્યંચ નારકી, ચાર ચાર પ્રકાશી ॥ ચઉદહ લાખ મનુષ્યની, એ લાખ મનુષ્યની, એ લાખ ચોરાશી ॥ તે૦ ॥ ૫ ॥ ઇણ ભવેં પરભવે સેવિયાં, જે પાપ અઢાર ॥ ત્રિવિધ ત્રિવિધ કરી પરિહરૂં, દુર્ગતિનાં દાતાર તે. ॥૬॥ હિંસા કીધી જીવની, બોલ્યા મૃષાવાદ ॥ દોષ અદત્તાદાનના, મૈથુન ઉન્માદ ॥ તે૦ ॥ ૭ ॥ પરિગ્રહ મેલ્યો કારિમો, કીધો ક્રોધ વિશેષ ॥ માન માયા લોભ મેં કીયાં, વલી રાગ ને દ્વેવ ॥ તે૦ ॥ ૮ ॥ કલહ કરી જીવ દુહવ્યા, દીધાં

કુડાં કલંક ॥ નિંદા કીધી પારકી, રતિ અરતિ નિશંક ॥ તે૦ ॥ ચાડી કીધી ચોતરે કીધો થાપણમોસો ॥ કુગુરૂ કુદેવ કુધર્મનો, ભલો આણ્યો ભરોંસો ॥ તે૦ ॥ ૧૦ ॥ ખાટકીને ભવેં મેં કીયા, નાનાવિધ ઘાત ॥ ચડીમાર ભવેં ચરકલાં, મારયાં દિન રાત ॥ તે૦ ॥ ૧૧ કાજી ॥ મુલ્લાને ભવેં, પઢી મંત્ર કઠોર ॥ જીવ અનેક ઝભ્ભે કીયા, કીધાં પાપ અઘોર ॥ તે૦ ૧૨ ॥ માછીને ભવેં માછલાં, જાલ્યાં જલવાસ ॥ ધીવર ભીલ કોલી ભવેં, મૃગ પડયા પાસ ॥ તે૦ ॥ ૧૩ ॥ કોટવાલને ભવ મેં કીયા, આકરા કરદંડ ॥ બંદીવાન મરાવિયા, કોરડા છડી દંડ ॥ તે૦ ॥ ૧૪ ॥ પરમાધામીને ભવે, દીધાં નારકી દુખ ॥ છેદન ભેદન વેદના, તાડન અતિ તિખ્ખ ॥ તે૦ ॥ ૧૫ ॥ કુંભારને ભવેં મેં ટિયા, નીમાહ પચાવ્યા ॥ તેલી ભવેં તિલ પીલિયા, પાપેં પિંડ ભરાવ્યા ॥૦ ॥ ૧૬ ॥ હાલી ભવેં હલ ખેડીયાં, ફાડયાં પૃથ્વીનાં પેટ ॥ સુડ નિદાન ઘણાં કિયાં, દીધા બલદ ચપેટ ॥ તે૦ ॥ ૧૭ ॥ માલીને ભવેં રોપિયા, નાનાવિધ વૃક્ષ મૂલ પત્ર ફલ ફુલનાં, લાગાં પાપ તે લક્ષ ॥ તે૦ ॥૧૮॥ અધોવાયાને ભવે, ભરયા અધિકા ભાર ॥ પોઠી પૂઠે

કીડા પડયા, દયા નાણી લગાર ॥ તે૦ ॥ ૧૯ ॥ છીપાને ભવેં છેતરયા, કીધાં રંગણ પાસ ॥ અગ્નિ આરંભ કીધાં ઘણા, ધાતુર્વાદ અભ્યાસ ॥ ત૦ ॥ ૨૦ ॥ શુરપણે રણ જુઝતા, મારયા માણસવૃંદ ॥ મંદિર માંસ માખણ ભખ્યાં, ખાધાં મૂલ ને કંદ ॥ તે૦ ૨૧ ॥ ખાણ ખણાવી ધાતુની, પાણી ઉલેચ્યાં ॥ આરંભ કીધા અતિઘણા, પોતે પાપજ સંચ્યાં ॥ તે૦ ॥ ૨૨ ॥ કર્મ અંગાર કીયા વલી, ઘરમેં દવ દીધા ॥ સમ ખાધા વીતરાગના, કુડા કોસજ કીધા ॥ તે૦ ॥ ૨૩ ॥ બિલ્લીભવેં ઉંદર લીયા, લીયા, ગિરોલી હત્યારી ॥ મૂઢ ગમાર તણે ભવે, મેં જુ લીખ મારી ॥ તે૦ ॥૨૩॥ ભાડભુંજા તણે ભવેં, એકેંદ્રિય જીવ ॥ જ્વારિ ચણા ગહૂં શેકિયા, પાડંતા રીવ ॥ તે૦ ॥ ૨૫ ॥ ખાંડણ પીસણ ગારના, આરંભ અનેક ॥ રાંધણ ઇંધણ અગ્નિનાં, કીધા પાપ ઉદેક ॥ તે૦ ॥ ૨૬ ॥ વિકથા ચાર કીધી વલી, સેવ્યાં પાંચ પ્રમાદ ॥ ઇષ્ટવિયોગ પાડયા કીયા, રૂદન વિષવાહ ॥ તે૦ ॥ ૨૭ ॥ સાધુ અને શ્રાવક તણાં, વ્રત, લહીને ભાગ્યાં ॥ મૂલ અને ઉત્તર તણાં,

સુઝ દુષણ લાગ્યાં ॥ તે૦ ॥ ॥૨૮॥ સાપ વીંછી સિંહ ચીવરાં શકરાને સમલી ॥ હિંસક જીવ તણે હિંસા કીધી સબલી ॥ તે૦ ॥ ૨૯ ॥ સુવાવડી દુષણ ઘણા, વેલી ગર્ભ ગલાવ્યા ॥ જીવાણી ઢોલ્યાં ઘણાં, શીલ વ્રત ભંજાવ્યાં ॥ તે૦ ॥ ૩૦ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધા દેહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં, તિણશું પ્રતિબંધ ॥ તે૦ ॥ ૩૧ ॥ ભવ અનંત ભમતાં થકાં, કીધાં પરિગ્રહ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસરૂં, તિણશું પ્રતિબંધ ॥ તે૦ ॥ ૩૨ ॥ ભવ અનંત ભમતાં થકાં; કીધાં કુટુંબ સંબંધ ॥ ત્રિવિધ ત્રિવિધ કરી વોસિરૂં તિણશું પ્રતિ બંધ ॥ તે૦ ૩૩ ॥ પણિ પરેં ઇહ ભવ પરભવેં, કીધાં પાપ અખત્ર ॥ ત્રિવિધ ત્રિવિધ કરિ વોસિરૂં, કરૂં જન્મ પવિત્ર ॥ તે૦ ॥ ૩૪ ॥ એણિ વિધેં એ આરાધના, ભાવે કરશે જેહ ॥ સમય સુંદર કહે પાપથી વલી છુટશે તેહ ॥ તે૦ ॥ ॥ ૩૫ ॥ રાગ વેરાડી જે સુણે, એહ ત્રીજી ઢાલ ॥ સમય સુંદર કહે પાપથી, છુટે તતકાલ ॥ તે૦ ॥ ૩૬ ॥ ઇતિ ॥



# ॥ ॐ શ્રી વીતરાગાયનમઃ ॥

---

॥ ॐ નમોગુરૂભ્યઃ

## ॥ વીરભદ્રકયં ચઉસરણપઇન્નયં ॥

આપયન્નાની વિધિ ત્રણ આંબિલ કરીને ભણવાની છે.

### ॥ મંગલાચરણમ્ ॥

પ્રણમ્ય શ્રી સુવ્રત તીર્થરાજં, ગુરૂંશ્ચ યોગત્રિત ચસ્ય શુદ્ધ યા ॥ ચતુઃ શરણ્યા ખ્ય પ્રકીર્ણ કેડહં, બાલાવબોધાદિત્રયં કરિષ્યે ॥ ૧ ॥ સાવજ્જ જોગવિરઇ, ઉક્કિત્તણ ગુણવઓ અ પડિવત્તી ॥ ખલિયસ્સ નિંદણા વણ,- તિગિછ ગુણ ધારણા ચેવ ॥ ૧ ॥ ચારિત્તસ્સ વિસોહી કીરઇ સામાઇએણ કિલ ઇહયં ॥ સાવજ્જયર-જોગાણ, વજ્જણા-સેવણ ત્તણઓ ॥ ૨ ॥ દંસણયાર-વિસોહી, ચઉવી સાયત્થએણ કિચ્ચઇય ॥ અચ્ચબ્ભુઅ ગુણ કિત્તણ,- રૂવેણં જિણ વરિંદાણં ॥ ૩ ॥ નાણાઈ આ ઉગુણા, તસ્સંપન્ન-પડિવત્તિ કરણાઓ ॥ વંદણ એણં વિહિણા, કીરઇ સોહી ઉતેસિતુ ॥ ૪ ॥ ખલિ

અસ્સયતેસિ પુણો, વિહિણાજં નિંદણા ઇહિડિક્કમણં ॥ તેણુ યડિક્કમણેણં તેસિ પિય કીરએ સોહી ॥ ૫ ॥ ચરણાઇયા ઇયાણં, જહક્કમં વણતિગિછરૂ વેણુ ॥ પડિ- ક્કમણા સુદ્ધાણં, સોહીતહ કાઉસ્સગ્ગેણં ॥ ૬ ॥ ગુણ- ધારણરૂવેણં પચ્ચખ્ખાણેણ તવાઇઆર સ્સ્ત વિરિ આયારસ્સ પુણો, સવ્વેહિવિ કરિએ સોહી ॥ ૭ ॥ ગય વસહ સીહ અભિસેઅ દામ સસિ દિણયરં ઝયં કુંભં ॥ પઉમસર સાગર વિમાણ ભવણ રયણુચ્ચય સિહિંચ ॥ ૮ ॥ અમરિંદ-નરિંદ-મુણિંદ, વંદિઉં મહાવીરં ॥ કુસલાણુ બંધિબંધુર, મઝયણં કિત્તઇ- સ્સામિ ॥ ૯ ॥ ચઉસરણ ગમણ દુક્કડ-ગરિહા સુક- ડાણુ મોયણાચેવ ॥ એસ ગણો અણવરયં કાયવ્વો કુસલહેઉત્તિ ॥ ૧૦ ॥ અરિહંત સિદ્ધસાહૂ કેલિકહિઓ સુહાવહો ધમ્મો ॥ એ એ ચઉરો ચઉગઇ-હરણા સર- ણં લહઇ ધન્નો ॥ ૧૧ ॥ અહસોજિણ ભત્તિ ભરૂ,- છરંતરો મંચ કંચુ અકરાલો ॥ પહરિસ પણ ઉમ્મીસં, સીસંમી કયંજલી ભણઇ ॥ ૧૨ ॥ રાગ દોસારીણં, હંતા કમ્મટુ ગાઇ અરિહંતા ॥ વિસય કસાયારીણં, અરિહંતા હુંતુ મે સરણં ॥ ૧૩ ॥ રાયસિરિ મવ ક-

સિત્તા, તવ ચરણં દુચ્ચરં અણુચરિત્તા ॥ કેવલ સિરિમ રહંતા અરિહંતા હુંતુ મે સરણં ॥ થુઇ વંદણ મરહંતા અરિહંતા હુંતુ મમ સરણં ॥ ૧૫ ॥ પરમણ મયં મુણંતા, જોઇંદ–મહિંદ–ઝાણ મરહંતા ॥ ધમ્મ કહં અરહંતા, અરિહંતા હુંતુ મે સરણં ॥ ૧૬ ॥ સવ્વ જિઆણ મહિંસા, અરહંતા સચ્ચ વયણ મરહંતા બંભવ્વ યમરહંતા, અરિહંતા હુંતુ મે સરણં ॥ ૧૭ ॥ ઓ સરણ મવ સરિત્તા, ચઉતી સંઅઇ સએનિ સેવિત્તા॥ ધમ્મ કહંય કહંતા, અરિહંતા હુંતુમે સરણં ॥ ૧૮ ॥ એગાઇગિરાણેગે, સંદેહે દેહિણં સમંચ્છિત્તાતિહુ અણમણુ સાસંતા, અરિહંતાહું તુમે શરણં ॥૧૯॥ વયણામણણ ભુવણં, નિવ્વાવંતા ગુણેસુ ઠાવંતા જિઅલોઅમુદ્ધરંતા, અરિહંતાહું તુમે સરણં ॥ ૨૦ ॥ અચ્ચાપ્ભુઅ ગુણવંતે, નિયજસસસહરપહાસિઅદિઅંતે ॥ નિયયમણાઇઅણંતે, પડિવન્નો સરણ મરિહંત ॥ ૨૧ ॥ ઉષ્મિયજરમરણાણં, સમત્તદુખ્ખત્તસત્ત સરણાણંતિહુઅણજણ સુહયાણં, અરિહંતાણં નમો તાણં ॥ ૨૨ ॥ અરિહંત સરણમલસુદ્ધિ–લદ્ધ વિસુદ્ધ સિદ્ધ બહુમાણો ॥ પાણય સિરરઇય કરકમલ–સેહરોસ

હરિસંભણઇ ॥ ૨૩ ॥ કમ્મટ્ઠય સિદ્ધા, સાહાવિઅનાણ
દંસણ સમિદ્ધાસવ્વટ્ઠલદ્ધિ સિદ્ધાતેસિદ્ધા હુંતુમે સરણં
॥ ૨૪ ॥ તિઅલોઅમત્થયત્થા, પરમપયત્થા, અચિંત
સામત્થા ॥ મંગલસિદ્ધ પયત્થા, સિદ્ધાસરણં સુહયસત્થા
॥ ૨૫ ॥ મૂલુખ્ખય પડિવખ્ખા, અમૂઢ લખ્ખા સજોગિ
પચ્ચખ્ખા ॥ સાહાવિઅત્ત સુખ્ખા સિદ્ધા સરણં પરમ
મુખ્ખા ॥ ૨૬ ॥ પડિપીલ્લિ અપડિણીઆ, સમગ્ગ
જ્ઞાણગ્ગિ જ્ઞાણગ્ગિ દ્ધ્રુભવબીઆજોઇ સરસરણીઆ,
સિદ્ધાસરણં સમરણીયા ॥ ૨૭ ॥ પાવિ અપરમાણંદા,
ગુણનીસ્સંદા વિદીન્ન ભવકંદાઃ ॥ લહુ ઇકિયર વિચં-
દા, સિદ્ધાસરણં ખવિઅદંદા ॥ ૨૮ ॥ ઉવલદ્ધ પરમ-
બંભા, દુલ્લહલંભા વિમુક્કસંરંભા ॥ મુવણઘર ધર-
ધરણખંભા, સિદ્ધાસરણં નિરારંભા ૨૯ ॥ સિદ્ધ
સરણેણ નયબંભહેઉ–સાહુગુણ જાણિહ અણુરાઓ ॥
મેઇણામિલંત સુવસથ મથઓ તપિમં ભણઈ । ૩૦ ॥
જિઅલોઅબંધુણો કુગઇ–સિંધુણો પારગા મહાભાગા
॥ નાણાઇએહિં સિવસુખ–સાહગા સાહુણો સરણં ॥
॥ ૩૧ ॥ કેવાલઓપરમોહિ વિઉલભઈસુઅહરા જિણ-
મંયમિ આયરિય ઉવજ્ઝાયા તે

॥૩૨॥ ચઉદ્દસ દસનવપુવ્વી,પરિહાર વિસુદ્ધિ સાહુઅ ॥૩૩॥ ખીરા સવ-મહુઆસવ-સંભિન્નસો અકુટ્ઠ બુદ્ધિ અ ॥ ચારણ વેઉવ્વિપયાણુ-સારિણો સાહુણો સરણં ॥૩૪॥ ઉજ્જિઅ અવઇર વિરોહા નિચ્ચ-મદોહા પસંત્ત મુહ સોહા ॥ અભિમય ગુણ સંદોહા, હય મોહા સાહુણો સરણં ॥ ૩૫ ॥ ખંડિઅ સિણેહદામા; અકામધામા નિકામ સુહકામા ॥ સુપુરિ સમણાભિરામા આયારામા મુણી સરણં ॥ ૩૬॥ મિલ્હિ અવિસય કસાયા, ઉજ્જિઅ અઘર ધરણિ સંગસુહસાયા અકલિ અહરિસ વિસાયા સાહૂ સરણં ગય પમાયા ॥ ૩૭ ॥ હિંસાઇ દોસ સુના, કયકારૂન્ના સયંભુરૂપન્ના અજરામર પહખુન્ના સાહુ સરણં સુકય પુન્ના ॥ ૩૮ ॥ કામ વિડંબણ ચુક્કા, કલિમલં મુક્કા વિમુક્ક ચોરિક્કા ॥ પાવરયસુર યરિક્કા; સાહુ ગુણ રયણ ચિચ્ચિકા ॥ ૩૯ ॥ સાહુત્તસુટ્ઠિઆજં, આયરિયાઇતેઓઅતે સાહુ, સાહુભણિએણ ગહિઆ-તમ્હા તે સાહુણો સરણમ ॥ ૪૦ ॥ પડિવન્ન સાહુ સરણો, સરણં કાઉં પુણોવિ જિણધમ્મં ॥ પહરિસરો મંચપવંચ,-કંચુઅંચિઅતણુ ભણઇ ॥ ૪૧ ॥ પવર-સુકએહિ પત્તં, પત્તેહિવિ નવરિકેહિવિ ન પત્તં, તં

કેવલિપન્નતં, ધમ્મં સરણં પવન્નોહં ॥ ૪૨ ॥ પત્તેણ અપત્તેણ ય, પત્તાણિ ય જેણ નરસુરસુહાઇં, મુક્કસુહ પુણ પત્તેણ, નવરિ ધમ્મો સ મે સરણં ॥ ૪૩ ॥ નિદ્દલિઅકલુસ કમ્મો. કયસુંહજમ્મો ખલીકયઅહમ્મો ॥ પમુહપરિણામરમ્મો; સરણં મે હોઉ જિણધમ્મો ॥૪૪॥ કાલ તએવિ નમયં જમ્મણજરમરણ વાહિસય સમયં ॥ અમયંવ બહુમયં, જિણમયં ચ સરણં પવન્નોહં ॥ ૪૫ ॥ પસમિઅકામપ્પ મોહં. દિઠ્ઠાદિઠ્ઠેસુ નકલિય વિરોહં ॥ શિવસુહફલય-મમોહં, ધમ્મં શરણં પવન્નોહં ॥ ૪૬ ॥ નરયગઇગિમણરોહં, ગુણસંદોહં પવાઇ નિરક્કોહં ॥ નિહણિય વમ્મહજોહં, ધમ્મં સરણં પવન્નોહં ॥ ૪૭ ॥ ભાસુરસુવમ સુંદર, રયણાલંકાર ગારવમહગ્ધં ॥ નિહિમિવ દોગમ્ચહરં ધમ્મં જિણદેસિઅં વંદે ॥ ૪૮ ॥ ચઉસરણ ગમણ સંચ્ચિઅ-સુચરિઅ રોમચ અંચિઅસરીરો ॥ કય દુક્કડ ગરિહા અસુહ, કમ્મરકયક ખિરો ભણઇ ॥૪૯॥ ઇહભવિઅ-મન્નભવિઅં, મિછત્તપવત્તણં, જમહિગરણં ॥ જિણ પવયણ પડિકુઠ્ઠં, દુઠ્ઠું ગરિહામિ તં પાવં ॥ ૫૦ ॥ મિછત્તતમંધેણં, અરિહંતાઇસુ અવન્નવયણં જં ॥ અન્નાણેણં વિરઇઅં, ઇન્હિં ગરિહામિ તં પાવં ॥ ૫૧ ॥ સુઅ

ધમ્મં સઘસાહુસુ, પાવં પડિણીઅયાઈ જં રઇઅં ॥ અન્નેસુ અ પાવેસુ ઇન્હિં ગરિહામિ તં પાવં ॥ ૫૨ ॥ અન્નેસુ અ જીવેસુ, મિત્તીકરૂણાઇ ગોઅરેસુ કયં ॥ પરિણાવણા ઇહુ રકં, ઇન્હિં ગરિહામિ તં પાવં ॥ ૫૩ ॥ જં મણુ વયકાએહિં કય,—કારિઅ અણુમઇહિં આયરિઅં ॥ ધમ્મ વિરૂદ્ધમં સુદ્ધં સવ્વં ગરિહામિ તં પાવં ॥ ૫૪ ॥ અહ સો દુક્કડ ગરિહા,—દલિઉક્કડ દુક્કો ફુડં ભણઇ ॥ સુકુડાનુરાયસ મુઇન્ના—પુન્નપુલયં કુરકરાલો ॥ ૫૫ ॥ અરિહંત અરિહંતેસુ; જંચસિદ્ધત્તણંચ સિદ્ધેસુ ॥ આયારં આયરિએ, ઉવજ્ઝાયત્તં ઉવજ્ઝાએ ॥ ૫૬ ॥ સાહુણ સાહુચરિઅં, દેસવિરઇં ચ સાવયજણાણં ॥ અણુમન્ને સવ્વેસિં, સમ્મત્તં સમ્મદિઠ્ઠીણં ॥ ૫૭ ॥ અહવા સવ્વંવિઅ વીઅ;—રાયવયણાણુસારિ જં સુકડં ॥ કાલત્તએવિ તિવિહં, અણુમોએમો તમં સવ્વં ॥૫૮॥ સુહપરિણામો નિચ્ચં ચઉસરણ ગમાઈ આયરં જીવો ॥ કુસલપયડીઉ બંધઇ, બદ્ધાઉ સુહાણુ બંધાઉ ॥૫૯॥ મંદાણુભાવં બદ્ધા તિવ્વણુ ભાવાઉ કુણઇ તાચેવ ॥ અસુહાઉ નિરણુ બંધાઉ, કુણઇ તીવ્વાએ મંદાઓ

॥ ૬૦ ॥ તા એયં કાયવ્વં, બુહેહિ નિચ્ચંપિ સંકિલે-
સંમિ ॥ હોઇ તિકાલં સમ્મં, અસંકિલેસંમિ સુકયફલં
॥ ૬૧ ॥ ચઉરંગો જિણ ધમ્મો નકઓ ચઉરંગ સરણ
મવિ નકયં ॥ ચઉરંગ ભવ છેઓ, નકઓ હા હારિઓ
જમ્મો ॥ ૬૨ ॥ ઇઅ જીઅ પમાય મહારિ, વીરભદ્દંત
મેય મજ્ઝયણં ॥ ઝાએસુ તિસંઝ મવંઝ–કારણં
નિવ્વુઇ સુહાણં ॥ ૬૩ ॥

॥ ઇતિ શ્રેયોસ્તુ લેખકવાચકાનાં ॥

॥ ઇતિ શ્રીમદ્ વીરભદ્રાચાર્યકૃત ચતુઃ શરણ
પ્રકીર્ણકં સમાપ્તં ॥

---

# આઉરપચ્ચક્ખાણપઇન્નયં વીરભદ્દકયં

## આ પયન્નાની વિધિ ત્રણ આંબિલ કરીને ભણવાની છે.

॥ મંગલાચરણમ્ ॥

મુનિસુવ્રત જિનરાજં, નત્વા સ્મૃત્વાચ ગુરુપદ દ્વંદ્વં ॥ આઉર પ્રત્યાખ્યાને પર્યાયાદિત્રયં વચ્મિ ॥૧॥

દેસિક્કદેસ વિરઓ, સમ્મદ્દિટ્ઠી મરિજ્જ જીવો ॥ તં હોઇ બાલપંડિય,–મરણં જિણસાસણે ભણિયં ॥૧॥

પંચ ય અણુવ્વયાઇં, સત્તઉ સિક્ખા ઉદેસ–જઇ ધમ્મો ॥ સવ્વેણ વદેસે ણ વ, તેણ જુઓ હોઇ દેસ જઇ ॥ ૨ ॥

પાણવહ મુસાવાએ, અદત્તપરદાર નિયમણેહિં ચ અપરિમિઇચ્છા ઓ વિય, અણુવ્વયાઇં વિરમણાઇં ॥૩॥

જં ચ દિસાવેરમણં, અણથદંડાઉ જં ચ વેર-મણં ॥ દેસાવગાસિયં પિય,ગુણવ્વયાઇં ભવે તાઇં, ૪

ભોગાણં પરિસંખા,સામાઇય અતિ હિસંવિભાગો ય ॥પોસહવિહી ઉ સવલે, ચઉરો સિરઓ વુત્તાઓ॥૫॥

આસુક્કારે મરણે, અપીન્નાએ અજાવિ આસાએ ॥ નાએહિં વ અમુક્કો, પથિમ સંલેહણ મકિચ્ચા ॥૬॥

આલોઇય નિસ્સલ્લો, સવરે ચેવારૂહિતુ સંથારં ॥ જઇ મરઇદેસ વિરઓ, તં વુત્તં બાલપંડિ અપં ॥૭॥

જો ભત્તપરિન્નાએ, ઉવક્કમો વિત્થરેણ નિદ્દિઠ્ઠો ॥ સો ચેવ બાલપંડિય, મરણે નેઓ જહાજોગં ॥ ૮ ॥

વેમાણિએસુ કપ્પો,-વગેસુનિઅમેણ તસ્સ ઉવ-વાઓ ॥ નિયમાસિજ્ઝઇ ઉક્કો,-સઅણુ સો સત્તમંમિ ભવે ॥ ૯ ॥

ઇય બાલ પંડિયં હોઇ, મરણ મરિહંતસાસણે દિઠ્ઠં॥ ઇત્તો પંડિય પંડિય પંડિય,-મરણં વુછં સમાસેણં ॥૧૦॥

ઇછામિ ભંત્તે ઉત્તમઠ્ઠં, પડિક્કમામિ અઈયં પડિ-ક્કમામિ ॥ અણાગયં પડિક્કમામિ, પચ્ચુપન્નં પડિક્ક-મામિ, કયં પડિક્ક મામિ કારિયં, પડિક્કમામિ અણુ

મોહયં પડિક્કમામિ ॥ મિછત્તં પડિક્ક મામિ અસં-
જમં પડિક્કમામિ કસાયં પડિક્કમામિ પાવપઓગં
પડિક્કમામિ મિછાદંસણ-પરિણામેસુવા ઇહલો ગેસુવા
પરલોગેસુ વાસચ્ચિત્તેસુવા અચ્ચિત્તેસુવા પંચસુ ઇંદ્રિય
ચેસુવાઅન્નાણ ઝાણે૧ અણાયારં૦૨ કુદંસણં૦૩કોહં૦
૪ માણં૦૫ માયં૦૬લોહં૦૭રાગં૦૮દોસં૦૯મોહં૦૧૦
ઇછં૦ ૧૧ મિછં૦ ૧૨ મુજં૦ ૧૩ શંકં૦ ૧૪ કંખં૦
૧૫ ગેહિં૦ ૧૬ આસં૦ ૧૭ તન્હં૦ ૧૮ છુહં૦ ૧૯
પંથં૦ ૨૦ પંથાણં૦ ૨૧ નિદ્દં૦ ૨૨ નિયાણં૦ ૨૩
નેહં ૦૨૪ કામં ઝાણે૦ ૨૫ કુલુસં૦ ૨૬ કલહં૦ ૨૭
જુજ્ઞં૦ ૨૮ નિજુજ્ઞં૦ ૨૯ સંગં૦ ૩૦ સંગહં૦ ૩૧ વવ-
હારં૦ ૩૨ કયવિક્કયં૦ ૩૩ અણથ્થ દંડં૦ ૩૪ આ
ભોગં૦ ૩૫ અણા ભોગં૦ ૩૬ અણા ઇલ્લં૦ ૩૭
વેરં૦ ૩૮ વિયક્કં૦ ૩૯ હિંસં૦ ૪૦ હાસં૦ ૪૧ પહાસં
૦૪૨ પ ઓસં૦ ૪૩ ફરુસં૦ ૪૪ ભયં૦ ૪૫ રૂવં૦
૪૬અપ્પ પસંસં૦ ૪૭ પર નિંદં૦ ૪૮ પર ગરિહં૦ ૪૯
પિરગ્ગહં૦ ૫૦ પર પરિવાયં૦ ૫૧ પર દુસણં૦ પર
આરંભં૦ ૫૩ સંરંભં ૦૫૪ પાવણુ મોયણં૦ ૫૫ અ-
હિગરણં૦ ૫૬ અસમાહિમરણં૦ ૫૭ કમ્મોદય પચ્ચયં૦

૫૮ ઇડ્ઢિ ગારવં૦ ૫૯ રસ ગારવં ૦૬૦ સાયાગારવં૦ ૬૧ અવે મણું૦ ૬૨ અમુત્તિમરણું૦ ૬૩ પસુત્તસ્સ વા પડિબુદ્ધસ્સ વા જો મે કોઇ દેવસિઓ રાઇઓ ઉત્ત-મટ્ઠે અઇક્કમો વઇક્કમો અઇ યારો અણાયારો તસ્સ મિચ્છામિ દુક્કડં

એસ કરેમિ પણામં, જિણવરવસ હસ્સ વદ્ધ માણસ્સ ॥ સેસાણં ચ જિણાણં, સગણ હરાણાંચ સવ્વેસિં ॥ ૧૧ ॥

સવ્વં પાણારંભં, પચ્ચરકામિત્તિ અલિય વયણં ચ ॥સવ્વ-મદિન્નાદાણં,મેહુન્ન-પરિગ્ગહં ચેવ॥૧૨॥

સમ્મં મે સવ્વ ભૂએસુ, વેરં મજ્ઝનકેણઈ ॥ આ-સાઓ વોસિરિત્તાણં, સમાહિમણુ પાલએ ॥૧૩॥

સવ્વં ચાહારિવહિં, સન્નાઓ ગારવે કસાએ અ ॥ સવ્વં ચેવ મમત્તં ચએમિ સવ્વં ખમાવેમિ ॥૧૪॥

દુજ્જ્ઞા ઇમંમિ સમયે, ઉવક્કમમો જીવિઅસ્સ જઇ મજ્ઝ ॥ એઅં પચ્ચરકાણં, વિઉલી આરાહ-ણાહોઉ ॥૧૫॥

સવ્વદુરકપહીણાણં, સિદ્ધાણં અરહઓ નમો ॥ સદ્દહે જિણપન્નત્તં, પચ્ચરકામિ અ પાવગં ॥૧૬॥

નમુથ્થુ ધુઅપાવાણું, સિદ્ધાણંચ મહેસિણં ॥ સંથારં પાડેવજ્જામિ, જહા કેવાલદેસિઅં ॥૧૭॥

જં કિંચિવિ દુચ્ચરિઅં, તં સવ્વં વોસિ રામિ તિવિહેણં॥ સામાઇયં ચ તિવિહં, કરેમિ સવ્વં નિરાઆરં ॥ ૧૮॥

બષ્ભં અભ્ભિતરં ઉવહિં, સરીરાઇ સભોયણં॥ મણસાવયકાયેહિં, સવ્વં ભાવેણ વોસિરે ॥૧૯॥

સવ્વં પાણારંભં, પચ્ચરકામિત્તિ અલિયવવયણં ચ ॥ સવ્વ-મદિન્નાદાણં, મેહુન્ન પરિગ્ગહં ચેવ ॥ ૨૦ ॥

સમ્મં મે સવ્વભૂએસુ, વેરં મઘ ન કેણુઇ ॥ આસાઓ વાસિરિત્તાણં, સમાહિ મણુપાલયે ॥ ૨૧ ॥

રાગં બંધં પઓસં ચ, હરિસં દીણભાવયં ॥ ઉસ્સુગત્તં ભયં સોગં, રઇં અરઇં ચ વોસિરે ॥૨૨॥

મમત્તં પારિવધામિ, નિમ્મમત્તં ઉવહિઓ ॥ આલંબણં ચ મે આયા, અવસેસં ચ વોસિરે ॥૨૩॥

આયા હુ મહંનાણે, આયા મે દંસણે ચરિત્તે અ ॥ આયા પચ્ચખ્ખાણે. આયા મે સંજમે જોગે ॥ ૨૪ ॥

એગો વચ્ચઇ જીવો, એગો ચેવુવવજ્જઇ ॥ એગસ્સ ચેવ મરણં, એગો સિજ્ઝઇ નીરઓ ॥ ૨૫ ॥

એગો મે સાસઓ અપ્પા, નાણ-દંસણ-સંજુઓ ॥ સેસા મે બાહિરા ભાવા, સવ્વે સંજોગલક્ખણા ॥ ૨૬ ॥

સંજોગમૂલા જીવેણ, પત્તા દુઃખ-પરંપરા ॥ તમ્હા સંજોગસંબંધં, સવ્વં તિવિહેણ વોસિરે ॥ ૨૭ ॥

મૂલગુણે ઉત્તરગુણે, જે મે નારાહિયા પયત્તેણં ॥ તમહં સવ્વં નિંદે, પડિક્કમે આગમિસ્સાણં ॥ ૨૮ ॥

સત્ત ભએ અટ્ઠ મએ, સન્ના ચત્તારિ ગારવે તિન્નિ ॥ આસયણ તિત્તીસં, રાગં દોસં ચ ગરિહામિ ॥ ૨૯ ॥

અસંજમ-મન્નાણં, મિચ્છત્તં સવ્વ-મેવ ય મમત્તં ॥ જીવેસુ અજીવેસુ અ, તં નિંદે તં ચ ગરિહામિ ॥ ૩૦ ॥

નિંદામિ નિંદણિજ્જં, ગરિહામિ અ જંચ મે ગરહણિજ્જં ॥ આલોએમિ અ સવ્વં, અબ્ભિંતરં બાહિરં ઉવહિં ॥ ૩૧ ॥

જહ બાલો જંપંતો, કજ્જમકજ્જં ચ ઉજ્જુઅં ભણઇ ॥ તં તહ આલોઇજ્જા. માયામોસં પમુત્તૂણં ॥ ૩૨ ॥

નાણંમિ દંસણંમિ અ, તવે ચરિત્તે અ ચઉસુવિ અકંપો ॥ ધીરો આગમ–કુસલો, અ–પરિસ્સાવી રહસ્સાણં ॥૩૩॥

રાગેણ દોસેણ વજં, ભે અકયન્નુઆ પમાએણં ॥ જો મે કિંચ્ચિવિ ભણિઓ, તમહં તિવિહેણ ખામેમિ ॥ ૩૪ ॥

તિવિહં ભણંતિ મરણં બાલાણં બાલ પંડિયાણં ચ ॥ તઇયં પંડિય મરણં, જં કેવલિણો અણુમરંતિ ॥ ૩૫ ॥

જે પુણ અઠ–મઇઆ, પયલિયસન્નાય વક્ક ભાવાય ॥ અસમાહિણા મરંતિ, ન હુ તે આરાહગા ભણિઆ ॥ ૩૬ ॥

મરણે વિરાહિએ દેવ,–દુગ્ગઇ દુલ્લહા ય કિર બોહી ॥ સંસારો ય અણંતો, હવર પુણો આગમિસ્સાણં ॥ ૩૭ ॥

કાદેવ–દુગ્ગઇ કા, અબોહિ કેણે વ બુદ્ધ મરણું ॥ કેણુ અણુંતં પારં, સંસારં હિંડઇ જીવો ॥૩૮॥

કંદપ્પદેવ કિબ્બિસ,–અભિઓગા આસુરી અ સંમોહા ॥ તાદેવ દુગ્ગ ઇઓ, મરણં મિવિરાહિએ હુંતિ ॥ ૩૯ ॥

મિછા–દંસણુરત્તા, સનિયાણા કિન્હ લેસ મોગાઢા ॥ ઇહ જે મરંતિ જીવા, તેસિં દુલ્લહા ભવે બોહી ॥૪૦॥

સમ્મદ્દંસણુરત્તા, અનિયાણા સુક્કલે સમોગાઢા ॥ ઇહ જેમ રંતિ જીવા, તેસિં સુલહા ભવે બોહી ॥૪૧॥

જે પુણ ગુરૂ પડિણીઆ બહુ મોહા સસબલા કુસીલા ય ॥ અસમા હિણા મરંતિ, તે હુંતિ અણંત સંસારી ॥ ૪૨ ॥

જિણવયણે અણુરત્તા, ગુરૂવયણં જે કરંતિ ભાવેણં ॥ અસબલ અસંકિલિટ્ઠા, તે હુંતિ પરિત્ત સંસારી ॥ ૪૩ ॥

બાલમરણાણિ બહુસો, બહુ આણિ અકામગાણિ મરણાણિ ॥ મરિહંતિ તે વરાયા, જે જિણવયણં ન યાણુંતિ ॥ ૪૪ ॥

સથ ગ્ગહણું વિસભણું ચ જલણું ચ જલખવેસોઅ ॥ અણાયાર ભંડ સેવી, જંમણ મરણુણુ બંધીણિ॥ ૪૫॥ ઉડ્ઢમહેતિરિયં મિવિ, મયાણિ જીવેણ બાલ મરણાણિ ॥ દંસણ નાણ સહગઓ, પંડિય મરણં અણુ મરિસ્સં ॥ ૪૬ ॥

ઉવ્વેયણયં જાઇ-મરણં નરએસુ વેઅણાઓ અ ॥ એ આણિ સંભરંતો, પંડિય મરણં મરસુ ઇન્હિ ॥ ૪૭ ॥

ચોજઇ ઉપઇ દુઃરકં, તો દઠ્ઠવો સહાવઓ નવરં ॥ ॥ કિંકિં મએન પત્તં, સંસારં સંસરંતેણં ॥ ૪૮ ॥

સંસારચ્ચક્ક વાલે, સવ્વેવિય પુગ્ગલા મએ બહુસો ॥ આહારિઆય પરિણા, મિઆયન યહં ગઓતત્તિં ॥ ૪૯ ॥

તણકઠ્ઠેહિત્વ-અગ્ગી, લવણ જલોવાનઇ સહસ્સેહિં ॥ ન ઇમો જીવો સક્કો, તપ્પેઉં કામ ભોગેહિં ॥ ૫૦ ॥

આહાર નિમિત્તેણં મછાગછંતિ સત્તમીં ॥ સચ્ચિત્તો આહારો, નખમો મણુસાવિ પથ્થેઉં । ''૧ ।

પુવ્વિંકયપરિ કમ્મો, અનિઆણોરૂહિ રૂણ મઈ બુદ્ધિં ॥ પછામલિઅક સાઓ, સંવ્વો મરણં પડિછામિ ॥ ૫૨ ॥

અક્કંડે ચિર ભાવિય, તે પુરિઆ મરણ દેસકાલં-મિ ॥ પૂવ્વકય કમ્મ પરિભા,—વણાઈ પછા પરિવડંતિ ॥ ૫૩ ॥

તમ્હા અચંદગવિદ્ધં, સકારણં ઉજ્જુ એણ પુરિ-સેણ ॥ જીવો અવિરહિઅ ગુણો, કાયવ્વો મુરકમગ્ગં-મિ ॥ ॥ ૫૪ ॥

બાહિર જોગ વિરહિઓ: અપ્ભિંતરભ્ષાણ જોગ મલ્લીણો ॥ જહતંમિ દેસ કાલે, અમૂઢ સન્નોચ્ચ યઈદેહં ॥ ૫૫ ॥

હંતૂણ રાગદોસં, ભિત્તંણ ય અટ્ઠકમ્મસંઘાયં ॥ જમ્મણમરણરહટ્ટં, ભિત્તૂણ ભવા વિમુચ્ચિહિસિ॥૫૬॥

એવં સવ્વુવએસં, જિણદિટ્ઠું સદ્દહામિ તિવિહે-ણં ॥ તસથાવર—ખેમકરં, પારં નિવ્વાણમગ્ગસ્સ॥૫૭॥

નહિ તંમિ દેસકાલે, સક્કો બારસવિહો સુઅસ્કં-ધો ॥ સવ્વો અણુચિંતેઉં, ધણિયંપિ સમથ્થચિતેણં ॥ ૫૮ ॥

એગંમિવિ જંમિપએ,સંવેગં વીઅરાયમગ્ગંમિ॥
ગચ્છઈનરો અભિખ તં મરણં તેણ મરિઅવ્વં ।૫૯।

તા એગંપિ સિલોગં, જો પુરિસો મરણદેસકાલં-
મિ ॥ આરાહણોવઉત્તો, ચિંતંતો રારગો ॥ ૬૦॥

આરાહણેવઉત્તો, કાલં કાઉણ સુવિહિઓ સમ્મં ॥
ઉક્કોસં તિન્નિભવે, ગંતૂણં લહઈ નિવ્વાણં ॥ ૬૧ ॥

સમણુ ત્તિઅહં પઢમં, બીઅં સવ્વત્થ સંજઓ-
મિ ત્તિ ॥ સવ્વં ચ વોસિરામિ, એઅં ભણિયં
સમાસેણં ॥ ૬૨ ॥

લદ્ધં અલંદ્ધપુવ્વં, જિણવયણં સુભાસિઅં
અમયભૂયં ॥ ગહિઓ સુગઈમગ્ગો, નાહં મરણસ્સ
બીહેમિ ॥ ૬૩ ॥

ધીરેણવિ મરિયવ્વં, કાઉરિસેણવિ અવસ્સ મરિ-
યવ્વં ॥ દુન્હં પિ હુ મરિયવ્વે, વરં ખુ ધીરત્તણે
મરિઉં ॥ ૬૪ ॥

સીલેણવિ મરિયવ્વં નિસ્સીલેણવિ અવસ્સ
મરિયવ્વં ॥ દુન્હં પિ હુ મરિયવ્વં, વરં ખુ શીલત્તણે
મરિઉં ॥ ૬૫ ॥

નાણસ્સ દંસણસ્સ ય, સમ્મત્તસ્સ ય ચરિત્તજુ-ત્તસ્સ ॥ જો કાહિ ઉવઓગં,સંસારા સો વિમુચ્ચિહિસિ ॥ ૬૬ ॥

ચિરઉસિઅ બંભયારી, પફોડેઊણ સેસયં કમ્મં ॥ અણુપુવ્વીઇ વિસુદ્ધો, ગચ્છઇ સિદ્ધિં ધુઅ-કિલેસો ॥ ૬૭ ॥

નિક્કસાયસ્સ દંતસ્સ, સૂરસ્સ વવસાઇણો ॥ સંસારપરિભીઅસ્સ, પચ્ચખ્ખાણં સુહં ભવે ॥ ૬૮ ॥

એઅં પચ્ચાખ્ખાણં, જો કાહી મરણદેસકાલંમિ॥ ધીરો અમૂઢસન્ના સો ગચ્છઇ ઉત્તમં ઠાણં ॥ ૬૯ ॥

ધીરો જરમરણવિઊ, ધીરો ( વીરો પાઠાંતરં ) વિન્નાણનાણસંપનો ॥ લોગસ્સુજ્જોઅગરો, દિસઉ ખયંસ સવ્વદુખ્ખાણં ॥ ૭૦ ॥

ઇતિ શ્રીમદ્વીરભદ્રાચાર્યકૃતાતુરપ્રત્યાખ્યાન પ્રકીર્ણકં સમાપ્તમ્ ॥

# નારકીના ઢાળીઆ

---

વર્ધમાન જિનને વિનવું સાહિબ સાહસ ધીરોજી;
તુમ દરિસણ વિણ હું ભમ્યો ચિહું ગતિમાં વડ વીરોજી૧

પ્રભુ નરકતણાં દુઃખ દોહિલાં, મેં સહ્યાં કાળ
અનંતો જી; સોરકિયા નવિ કો સુણે એક વિના
ભગવંતોજી ॥ ૨ ॥

પાપ કરીને પ્રાણીઓ, પહોંચ્યો નરકમોઝારજી;
કઠિન કુભાષા સાંભળી, નયન શ્રવણ દુઃખ કારજી. ૩

શીતળ જોનિ ઉપજ રહેવું તને ઠામોજી;
જાનુ પ્રમાણ રૂધિરના,કીચ કર્યાં બહુ તામોજી ॥૪॥

તવ મનમાંહિ ચિંતવે જાએ કેણી દિશિ નાશીજી;
પરવશ પડીઓ પ્રાણીઓ,કરતો કોડી વિખાસોજી. ૫

ચંદ્ર નહીં સૂરજ નહીં ઘોર ઘટા અંધકારોજી,
સ્થાનક અતિહિ બિહામણાં,
ફરસ જિસ્યો ખુર ધારોજી. ॥ ૬ ॥

નવો નરકમાં ઉપજે, જાણે અસુર તિવારોજી:
કોપ કરી આવે તિહાં હાથ ધરી હથિઆરોજી. ॥૭॥

કરી કારતણી દેહની, કરતો ખંડો ખંડજી;
રીવ અતિવ્ર કરે બહુ, પામે દુઃખ પ્રચંડજી ॥ ૮ ॥

---

## ॥ ઢાળ ૨ જી ॥

---

### વૈરાગીની

ભાંજે કાયા ભાંજતો રે, મારે ફાંસા માંય;
ઉંધે માથે અગની દેઇ, ઉંચા બાંધે પાયરે,
જિનજી સાંભળો, કડવાં કર્મ વિપાકરે જિ૦ ॥૧॥
વૈતરણી તટિની તણારે, જળમાં નાંખેરે પાસ;
કરી કુહાડો તરૂપરેરે, છેદે અધિક ઉલ્લાસરે જિ૦ ।૨।
ઉંચા જોયણ પાંચશો રે, ઉછાળે આકાશ;
શ્વાન રૂપ કરડે તિહાંરે. મૃગ જિમ પાડે પાસોરે જિ.।૩।
પંદર ભેદે સુર મળીરે, કરવત દીએરે કપાળ;
આરોપી સૂલી શિરે, ભાંજે જિમ તરૂ ડાળરે જિ૦।૪।
બોળે તાતા તેલમાંરે, તળી કરી કાઢેરે તામાં;
વળી ભોભરમાં ખેપ વેરે, વીરૂવાતાસ વિરામોરે. ૫
બાલ ઉતારે દેહનીરે આભિષ દીએરે આહાર;
બહુ અરડાટા પાડતાંરે, તનુ વચ્ચે ઘાલે આરરે જિ. ૬

---

# ॥ ઢાળ ૩ જી ॥

---

રાગ મારૂ.

તાપ કરી તે ભૂમિકારે વનશું શીતળ જાણ;
આવી બેસે તરૂવર છાંયડેરે, પડતાં ભાંજે પ્રાણ ચ-
તુર મન રામજોરે. ॥ ૧ ॥

વીરૂઆ વિષય વિલાસ સુખ થોડાં દુઃખ બહુલાં જેહથીરે, લઇએ નરક નિવાસ, ચ૦ ॥ ૨ ॥

કુંભીમાંહે પાક કરે તસ દેહનીરે, તલ જિમ ઘાણી માંય પીબી પીલીને રસ કાઢે તેહનોરે, મહેર ન આવે તાંય, ચ૦ ॥ ૩ ॥

નાઠો જાયે ત્રીજી નરક રે મત ધરતો ભય ભ્રાંત, પછે પરમા ધામી સુર મળેરે,જેવા કાળ કૃતાંત,ચ૦॥૪॥

ખાલ ઉતારે તેહની ખાંત શુંરે, ખાર ભરેતસ ખાસ; પૂરાની પરે તે તિહાં ટળવળેરે મહેર ન આવે તાસ, ચ ॥૫॥

દાંત વચ્ચે દીયે દશ આંગળીરે, ફરી ફરી લાગે પાય વેદના સહેતાં કાળ ગયો ઘણોરે, હવે સહી ન જાય૦ ॥ ૬ ॥

જિહાં જાયે તિહાં ઉઠે મારવારે, કોઇને પૂછે સાર;
દુ:ખભર રોવે સોર કરે ઘણોરે. નીપટ નહીં આધાર
મં ॥૭॥

........

## ॥ ઢાળ ૪ થી ॥

———◆———

રે જીવજિન ધર્મ કીજીએ—એ દશી

પરમાધામી સુર કહે, સાંભળતું ભાઇ કીયો દોષ
અમારડો, નિજ દેખ કમાઇ. પર૦ ૨
પાપ કર્મ કીધાં ઘણાં, બહુ જીવ વિણાસ્યા;
પીડા ન જાણી પરતણી, કુડા મુખ ભાસ્ય. પર૦ ૨
ચોરી લીધાં ધન પારકાં, સેવી પરનારી;
આરંભ કામ કીધાં ઘણાં, પરિગ્રહ નહીં પાર પર. ૩
નિશિ ભોજન કીધાં ઘણાં, બહુ જીવ સંહાર;
અભક્ષ્ય અથાણાં આચાર્યાં પાતક નહીંપાર. ૪
માતપિતા ગુરૂ ઓળાવ્યા, કીધો ક્રોધ અપાર;
માન માયા લોભ મત ધર્યાં, મતહીણ ગમાર પર. ૫

———

## ॥ ઢાળ ૫ મી ॥

ઇમ કહી સુર વેદનાએ, વળીય ઉદીરે દેહી તો;
શીલા કંટાણા વજ્રતણાએ, તિહાં પછાડે સાહી તો. ૧
તૃષાવશે તાતો તરૂએ, મુખમાં ઘાલતા મજે;
અગ્નિ વર્ણી પૂતળીએ, આલિંગન દે જામતો. ૧
સયલ વદન કીડા ઝરેએ; જીભ કરે શત ખંડતો;
એ ફળ નિશિભોજન તણો એ, જાણે પાપ અખંડતો.૩
અતિ ઉનો અતિ અકરોએ આણે તાતો નીર;
તે ઘાલે તસ ચાંખમાં એ, કાને ભરે કથીરતો, ૪
કાળા અધિક બીહામણાએ કાને ભરે કથીરતો.
દીસે હીન દયામણાએ વળી નિરાધાર પ્રાણ તો. ૫

## ઢાળ ૬ ઠ્ઠી.

એણીપરે બહુ વેદન સહી, ચિત્ત ચેતોરે, વસતો નરક મોઝાર, ચતુર ચિત્ત ચેતોરે, જ્ઞાની વિણુ જાણે નહિ; ચિત્ત ચેતોરે, કહેતાં નાવે પાર; ચતુર ચિત્ત ચેતોરે. ॥ ૧॥ દશ દૃષ્ટાંતે દોહીલો, ચિ૦ લાધ્યો નર ભવસાર, ચતુર૦ પામ્યો આલે મહારજો ચિ૦ કરજો એહ વિચાર, ચતુર૦ ॥ ૨ ॥ સુધો સંજમ આદરો ચિ૦ ટાળો વિષય વિકાર; ચતુ૦ પાંચે ઇંદ્રિય વશ કરો

ચિ૦ જિમ હોય છુટક બાર. ચતુર૦ ॥ ૩ ॥ નિંદાવિ કથા પરિહરો ચિ૦ આરાધો જિનધર્મ, ચતુ૦ સમકિત રત્ન હઇયે ધરો, ચિ૦ ભાંજે મિથ્યા ભર્મ, ચતુર૦ ॥૪॥ વીર જિણંદ પસાઉલો ચિ૦ અહિપુર નગર મોઝાર; ચતુર૦ સ્તવન રચ્યો રળિયામણો, ચિ૦ પરમ કૃપાળ ઉદાળ ચતુર, ॥ ૫ ॥

## અંત સમયની આરાધના.

મુજને ચાર શરણ હોજો, અરિહંત સિદ્ધ સુસાધુજી, કેવળી ધર્મ પ્રકાશીઓ રત્ન અમુલખ લાધ્યુંજી. મુજને. ॥ ૧ ॥ ચઉગતિ તણા દુઃખ છેદવા, સમરથ શરણાં ચારોજી; પુર્વે મુનિવર જે હુવા તેણે શરણાં કીધાં તેહોજી. મુ૦ ॥ ૨ ॥ સંસાર માંહે જીવને સમરથ શરણાં ચારોજી; ગલિસમય સુંદર એમ ભણે, કલ્યાણ મંગળકારીજી. મુ૦ ॥ ૩ ॥

---

લાખ ચોરાશી જીવ ખમાવીએ, મન ધરી પરમ વિવેકોજી, મિચ્છામિ દુક્કડ દીજીએ, જિન વચન લહીયે ટેકોજી, લા૦ ॥૧॥ સાત લાખ ભુદગતેઉ વાઉના દશ ચૌદ વનના ભેદોજી, ષટ વિમલ સુરતિરિ નારકી, ચઉ ચઉ ચઉદે નરના ભેદોજી. લા૦ ॥ ૨ ॥ મુજ વૈર

નહીં કેહશું સૌ સૌ મિત્ર સ્વભાવોજી; ગણિ સમય સુંદર એમ કહે, પામીએ પુણ્ય પ્રભાવોજી, લા૦ ॥૩॥

---

પાપ અઢાર જીવ પરિહરો, અરિહંત સિદ્ધની સાખેની સાખેજી; આલોયાં પાપ છુટીએ, ભગવંત એણીપરે ભાખેજી. પાપ૦ ॥ ૧ ॥ આશ્રય કષાય દોય બંધવા વળી કલહ અભ્યાખ્યાનોજી; રતિ અરતિ પૈશુન્ય નિંદના, માયામોસ મિથ્યાતોજી૦ ॥ ૨ ॥ :મન વચ કાયા એ જે કર્યાં, મિચ્છામિ દુક્કડ તેહોજી ગણી સમય સુંદર, એમ કહે, જૈનધર્મનો મર્મ એ હોજી. પાપ૦ ॥ ૩ ॥

ધન્ય ધન્ય તે દિન મુજ ક્યારે હોશે, હું પ્રામીશ સંજમ સુધોજી, પૂર્વ રૂષિ પંથે ચાલશું, ગુરૂવચન ગુરૂવચન પ્રતિ બુદ્ધોજી, ધન્ય૦ ॥ ૧ ॥ અંત પ્રાંત ભિક્ષા ગોચરી, રણવન કાઉસ્સગ્ગ લહીશુંજી, સમતા શત્રુ મિત્રે ભાવશું, સંજામ સુદ્ધા ધરશુંજી. ધન્ય. ॥૨॥ સંસારના સંકટ થકી, હું છુટીશ જિન વચને અવધારોજી; ધન્ય સમય સુંદર તે ઘડી, તો હું પામીશ ભવનો પારોજી. ધન્ય. ॥ ૩ ॥

---

# શ્રી અક્ષયનિધિ તપની વિધિ.

આ તપ શ્રાવણ વદ ૪ ને દિવસે શરૂ કરી સોળ દિવસે પૂરો કરવો, તેમાં સુવર્ણનો રત્ન જડિત કુંભ કરાવવો શકિત પ્રમાણે બીજી કોઈ રૂપા વિગેરે ધાતુનો કરાવવો અથવા છેવટ શકિત ન હોય તો માટીનો કરાવવો, પછી તે કુંભ ઘરમાં, દેરાસરમાં અથવા ઉપાશ્રયે પવિત્ર સ્થાને ડાંગરની ઢગલી કરી તે ઉપર પધરાવવો, (બનતા સુધી કુંભ પાસે અખંડ દીવો જ્ઞાનસમાં યત્ના પૂર્વક ૧૬ દિવસ સુધી રાખવો,) તેની સમીપે સ્વસ્તિક કરી તે ઉપર શ્રી કલ્પસૂત્ર પધરાવવું, હરરોજ બે ટંક પડિક્કમણું કરવું, દેવવંદન પડિલેહણ કરવાં.ભૂમિ શયન કરવું.બ્રહ્મચર્ય પાળવું.એકાસણાનો તપ ૧૫ દિવસ પર્યંત કરવો છેલ્લે દિવસે એટલે ભાદ્રપદ શુદિ ૪ થે (સંવત્સરીએ) ઉપવાસ કરવો, આ પ્રમાણે ચાર વર્ષ પર્યંત કરવાથી ૬૪ દિવસે આ તપ પૂર્ણ થય છે.હરરોજ દેવ પૂજા કરવી; પુસ્તક ઉપર ચંદરવો બાંધવો. જ્ઞાનને ધુપ દીપ કરી હમેશાં રૂપાનાણે પૂજવું, કયારે

જવું તે વિધિમાં બતાવેલ છે,) શકિત ન હોય તો પહેલે અને છેલ્લે દિવસે રૂપાનાણે પૂજવું. અને વચલા દિવસોમાં યથા શકિત દ્રવ્યવડે પૂજવું 'નમોનાણસ્સ' એ પદની ૨૦ નવકારવાળી દરરોજ ગણવી, (કોઈ જગ્યાએ ૐ હ્રીં ક્લીં નમો નાણસ્સ એમ કહેલ છે,) ૨૦ લોગસ્સનો કાઉસગ્ગ કરવો, નીચે બતાવેલી વિધિ મુજબ દરરોજ વિધિ કરવી, કુંભની ઉપર શ્રીફળ મૂકી લીલા કે પીળા રેશમી વસ્ત્ર વડે બાંધી રાખવો, દરરોજ તેની અંદર વિધિને અંતે એકેક પસલી અક્ષતની નાખવી, સોળ દિવસે કુંભ ભરાઈ જાય તેમ કરવું, છેલ્લે દિવસે કુંભની સમીપે રાત્રી જાગરણ કરવું. પૂજા પ્રભાવના કરવી, અક્ષય નિધિ તપનું સ્તવન દરરોજ ગાવું, સાંભળવું, પારણાને દિવસે ( ભાદ્રપદ શુદિ ૫ મે ) કુંભને ફુલની માળા પહેરાવી, સૌભાગ્યવંતી સ્ત્રીને માથે મૂકવો, સર્વ જાતિના પક્વાન સુખડી વિગેરે યથા શકિત કરાવી તેના થાળ પણ સૌભાગ્યવંતી સ્ત્રીઓને માથે મૂકવા, હાથી ઘોડા વાજીંત્રો વિગેરેથી મોટી ધામધુમ સાથે વરઘોડો ચડાવી કુંભ લઈને દેરાસરે આવવું, કુંભવાળી સ્ત્રીઓએ ત્રણ પ્રદક્ષિણા કરી પ્રભુ પાસે કુંભ મૂકવો,

નૈવેદ્યના થાળ પણ પ્રભુ પાસ ધરવા, જ્ઞાનના પુસ્તકને ગુરૂમહારાજ પાસે લઈ જઈ ત્યાં પધરાવી ગુરૂ પૂજા તથા જ્ઞાનપૂજા રૂપા નાણાથી કરવી ( ગુરૂ પૂજાનું દ્રવ્ય ગુરૂ સમીપે ધરવુ, તે દિવસે યથા શકિત સ્વામી વાત્સલ્ય, પ્રભાવના વિગેરે કરવું.જેટલા સ્ત્રીકે પુરૂષ આતપ કરતા હોય તે દરેકને માટે કુંભ જુદાજુદા પધરાવવા,કલ્પસૂત્ર એકજ પધરાવવું આ તપ શ્રાવકને કરવાનો છે,આભવ પર ભવમાં મહાન લાભ આપનાર આ તપ છે, ગરણું "નમોનાણુસ્સ" એ પદનું નવકારવાળી વીસ પ્ર ાણે ગણવું સાથીયા વિગેરે પર :એકાવન કરવા ૨૦ ) વીસ પણ કરવા૦ ॥ અક્ષય નિધિ તપની વિધિ સંપૂર્ણ. ॥

---

દરરોજ કરવાની વિધિ નિચે પ્રમાણે,

શ્રી અક્ષય નિધિ તપની વિધિ;

પ્રથમ ઈરિયાવહી પ્રડિકમવા, પછી ઇચ્છાકારેણ૦ અક્ષય નિધિ તપ આરાધન નિમિતે ચૈત્યવંદન કરૂં, ઇચ્છં કહી નીચે પ્રમાણે ચૈત્યવંદન કરવું.

શાસન નાયક સુખ કરણ, વર્દ્ધમાન જીનભાણ અહનિશ એહની સિર વહુ આણા ગુણ મણિ

ખાણ, ॥ ૧ ॥ તે જીનવરથી પામીયા, ત્રીપદી શ્રી ગણધાર, આગમ રચના બહુ વિધિ અર્થ વિચાર અપાર, ॥ ૨ ॥ તે શ્રી શ્રુતમાં ભાખિયાએ તપ બહુ-વિધ સુખકાર, શ્રી જીન આગમ પામીને, સાધે મુનીશિવ સાર, ॥ ૩ ॥ સિદ્ધાંત વાણી સુણવા રસિક, શ્રાવક સમકિતધાર, ઇષ્ટ સિદ્ધિ અર્થે કરે, અક્ષય નિધિ તપ સાર ॥ ૪ ॥ તપતો સુત્રમાં અતિ ઘણા, સાધે મુનિવર જેહ, અક્ષય નિધાનતે કારણે, શ્રાવકને ગુણ ગેહ ॥ ૫ ॥ તે માટે ભવી તપ કરો એ, સર્વ ઋદ્ધિમળે સાર, વિધિ શું એહ આરાધતાં, પામી જે ભવપાર, ॥ ૬ ॥ શ્રી જીનવર પૂજા કરો, ત્રિકશુધે ત્રીકાલ, તેમ વળી શ્રુત જ્ઞાનની, ભક્તિ શુભ ઊજમાળ ॥ ૭ ॥ પડિ-ક્કમણાં બે ટંકના, બ્રહ્મચર્યને ધરીએ, જ્ઞાનીની સેવા કરી, સેવેજે ભવજળ તરીએ ॥ ૮ ॥ ચૈત્ય વંદન શુભ ભાવથીએ સ્તવન થોઈ નમસ્કાર, શ્રુતદેવી ઉ-પાસના, ધીર વિજય હિતકાર ॥ ૯ ॥

## ( પછી જંકિંચિ કહેવી )

---

જંકિંચિ નામ તિથ્થં ॥ સગ્ગે પાયાલિ માણુસે લોએ ॥ જાઇં જિણ બિંબાઇં તાઇં સવ્વાઇં વંદામી.

---

## ( પછી નમુથ્થુણં કહેવું. )

---

નમુથ્થુણં અરિહંતાણં, ભગવંતાણં ॥ આઇગરાણં તિથ્થયરાણં, સયં સં બુદ્ધાણં ॥ ૨ ॥ પુરિસુત્તમાણું, પુરિસસીહાણં, પુરિસવર પુંડરિયાણું, પુરિસવર ગંધ હથ્થીણં ॥ ૩ ॥ લોગુત્તમાણં, લોગનાહાણં, લોગહિયાણં, લોગપઇવાણં, લોગ પજ્જોઅગરાણં ॥ ૪ ॥ અભયદયાણં,ચખ્ખુદયાણં, મગ્ગદયાણં, સરણ દયાણં, બોહિદયાણં ॥ ૫ ॥ ધમ્મદયાણં,ધમ્મદેસિયાણં, ધમ્મનાયગાણં ધમ્મસારહીણં ધમ્મવર ચાઉ રંત ચક્કવટ્ટીણં, ॥ ૬ ॥ અપ્પડિહય વર નાણ દંસણ ધરાણં, વિઅટ્ટ-છઉમાણં ॥૭॥

જિણાણં જાવ યાણં, તિન્નાણં તાર યાણં ॥ બુદ્ધાણં બોહ યાણં ॥ મુત્તાણં મોઅગાણં ॥ ૮ ॥ સવ્વન્નૂણં સવ્વ દરિસીણં સિવ :મયલ મરૂઅ મણંત મખ્ખય, મવ્વા બાહ મપુણ રાવિત્તિ સિદ્ધિ ગઇ નામ ધેયં ॥ ઠાણં સંપ ત્તાણં નમો જિણાણં જિ અભયાણં ॥૯॥ જેઅ અઇઆ સિદ્ધા॥ જેએ ભવિસ્સંતિણા ગએ કાલે સંપઇ અવટ્ટ માણા ॥ સવ્વે તિવિહેણ વંદામી॥ ૧૦॥

( જાવંતિ ચેઇ આઇ કહેવું )

જાવંતિ ચેઇ આઈ ॥ ઉટ્ટેઅ અહેઅ તિરિઅ લોએ અ ॥ સવ્વાઇં તાઈ વંદે ॥ ઇહ સંતોતથ્થ સંતાઇં ॥

( એક ખમાસ મણ દેઇને )

જાવંત કેવિ સાહૂ ॥ ભરહે રવય મહાવિદે હેઅ ॥ સવ્વે સિંતેસિં પણ ઓ ॥ તિવિહેણ તિદંડ વિરયાણં

( નમોઽર્હત્ કહેવું )

નમોઽર્હત્ સિદ્ધાચાર્યો પાદયાય સર્વ સાધુભ્યઃ

સ્તવન કહેવું ॥ સ્તવન્ ॥

(લાવો લાવોને રાજ મોંઘા મૂલાં મોતી–એ દેશી. ]

તપ વરકીજેરે, અક્ષયનિધિ અભિધાને, સુખભર લીજેરે, દિનદિન ચડતેવાને,(એ આંકણી) પર્વપજૂસણ પર્વ શિરોમણી, જે શ્રી પર્વ કહાય, માસ પાસ છઠ દસમ દુવાલસ, તપ પણ એ દીન થાય ॥ ૧ ॥ તપવર૦॥ પણ અક્ષય નિધિ પર્વપજૂસણ, કેરો કહે જિનભાણ, શ્રાવણવદ ચોથે પ્રારંભી, સંવચ્છરી પરિમાણ, ॥ ૨ ॥ તપવર૦॥ એ તપ કરતાં સર્વ ઋદ્ધિ વરે, પગપગ પ્રગટે નિધાન, અનુક્રમે પામે તેહ પરમ પદ, સાન્વયી નામ પ્રધાન ॥ ૩ ॥ તપવર૦ ॥ પરમત્સરથી કર્મ બંધાણું, તેણે પામી દુઃખ જાળ, એ તપ કરતાં તે પૂરવનું, કર્મ થયું વીસરાળ ॥ ૪ ॥ તપવર૦ ॥ જ્ઞાનપૂજા શ્રુત દેવી કાઉસગ્ગ સ્તસ્તિક અતિ સોહાવે, સોવન કુંભ જડિત નિજ શક્તિ, સંપૂરણ ક્રમે થાવે ॥ ૫ ॥ તપવર૦ ॥ જઘન્ય મધ્યમ ઉત્કૃષ્ટથી કરીએ, ઇગ દોય તિન વરીસ, વરસ ચોથે શ્રુત દેવી નિમિત્તે, તે તપ વીસવાવીસ ॥ ૬॥ તપવર૦॥ એણ અનુસારે જ્ઞાનતણું વર, ગરણું ગણીએ ઉદાર, આવશ્યકાદિ કરણી સંયુક્ત, કરતાં લહે ભવપાર ॥ ૭ ॥ તપવર૦ ॥ ઇહભવ પરભવ દોષ.

આશંસા, રહિત કરો ભવિ પ્રાણી, જે પર પુદ્ગળ ગ્રહણ ન કરવું, તે તપ કહે વર નાણી ॥૮॥ તપવર૦॥ રાત્રિજગા પૂજા પરભાવના, હય.ગય રથ સણગારીજે. પારણાદિન પંચશબ્દે વાજે,વાજ તે,પધરાવીજે ॥૯॥ તપવર૦ ચૈત્યવિશાળ હોય તિહાં આવી પ્રદક્ષિણા વળી દીજે, કુંભવિવિધ નૈવેદ્ય સંઘાતે,પ્રભુ આગળ ધરીજે૧૦ તપવર૦ ॥ રાધનપુરે એ તપ સુણી બહુજન, થયા ઉજમાળ તપ કાજે, એહમાં મુખ્ય મંડાણ ઓછવમાં મસાલીયા દેવરાજ, ॥ ૧૧ ॥ તપવર૦॥ સંવત અઢાર તેંતાલીસ વરસે, એ તપ બહુ ભવી કીધો, શ્રી જિન ઉત્તમ પાદ પસાયે પદ્મવિજય ફલ લીધો ॥ ૧૨ ॥ તપવર૦ સંપૂર્ણ ॥

ત્યાર પછી જયવીયરાય કહી ॥ સુયદેવયાએ કરેમિ કાઉસ્સગ્ગં ॥ અન્નત્થ કહી એક નવકારનો કાઉસ્સગ્ગ કરી નમોઽર્હત્ કહી ॥ સુય દેવયા ભગવઈ, નાણા વરણીય કમ્મસંઘાયં, તેસિં ખવેઉ સયયં, જેસિં સુયસાયરે, ભત્તિ ॥ ૧ ॥ એ થોય કહેવી. પછી પચ્ચખ્ખાણ કરવું, પછી પૂજાની ઢાળ કહેવી તે નીચે પ્રમાણે—

## દુહો.

સપ્તમપદ શ્રી જ્ઞાનનો. સિદ્ધ ચક્ર પદમાંહી;
આરાધી જે શુભમને, દિનદિન અધીક ઉછાહિ, ૧

અન્નાણસંમોહ તમોહરસ્સ, નમોનમોનાણદિવાયરસ્સ, પંચપ્પયારસુવિગારગસ્સ, સન્નાણતત્વત્થપયા સગસ્સ ॥ ૧ ॥ હુવે જેહથી સર્વ અજ્ઞાન રોધો, જિનાધીશ્વર પ્રોક્ત અર્થાવ બોધો, મતિઆદિ પંચ પ્રકારે પ્રસિદ્ધો, જગદ્ભાસતે સર્વ દેવાવિરૂદ્ધો ॥ ૨ ॥ પ્રદીપ પ્રભાવે સુભક્ષં અભક્ષં, સુપેયં અપેયં સુકૃત્યં અકૃત્યં. જેણે જાણીએ લોકમધ્યે સુનાણં, સદામે વિશુદ્ધં તદેવ પ્રમાણં ॥ ૩ ॥

## ઢાળ,

ભવ્ય નમો ગુણ જ્ઞાનને, સ્વપર પ્રકાશક ભાવેજી પરજાય ધર્મ અનંતતા. ભેદા ભેદ, સ્વભાવેજી, ॥ ૧ ॥ ( ચાલ )

# શ્રી અક્ષયનિધિ તપની ઢાળોનું સ્તવન.

## ॥ દુહા ॥

શ્રી શંખેશ્વર શિરનામી, કહું તપ ફલ સુવિચાર॥ અક્ષયનિધિ તપ ભાખીયો, પ્રવચન સાર ઉદ્ધાર ॥ ૧ ॥ તપ તપતાં અરિહા પ્રભુ, કેવલ નાણને હેત ॥ નાણ લહી તપ તપી કીયો, શિવ રમણી સંકેત ॥ ૨ ॥ તિમ સુંદરી પરે તપ કરો, અક્ષયનિધિ ગુણવાન, શ્રુત કેવલીયે જે રચ્યો, કલ્પસૂત્ર બહુમાન ॥ ૩ ॥

## ॥ ઢાળ ૧ લી ॥

---

રૂડીને રઢીયાળીરે વાલા તારી વાંસળીરે—એ દેશી.

જંબુ ભરતે રે નયરી રાજગ્રહીરે, સંવર શેઠ વસે એક સાર ॥ ગુણવંતી નારીરે કઠણ આજીવિકારે, ઘર દારિદ્ર તણો ભંડાર ॥ સુંદરી સેવારે અક્ષયનિધિ તપ ભલોરે ॥ ૧ ॥ એ આંકણી ॥

પુણ્ય સંજોગેરે પ્રિયા ગરભે ફળીરે, તબ તસ વૃત્તિ ચલી ઘરબાર ॥ કેઈ વ્યવહારીરે વણજ કરાવતારે, વાધ્યો શેઠ તણો વ્યવહાર ॥ સુંદરી૦ ॥ ૨ ॥ પૂરણ માસેરે જન્મી કુમારિકારે, પ્રગટયો નાલ નિખેપ નિધાન ॥ લક્ષણવંતીરે પુત્રી પ્રભાવથીરે, રાય સુણી કરતો બહુ માન ॥ સુંદરી૦ ॥ ૩ ॥ પુત્રના પેરેરે જન્મ ઓચ્છવ કર્યોરે, સજ્જન વર્ગ નોતરીયા ગેહ ॥ સંવર શેઠેરે થાપ્યું સુંદરીરે, નામ મહોત્સવ કરી ધરી નેહ ॥ સુંદરી૦ ॥ ૪ ॥ બાલ સ્વભાવેરે રમતી સુંદરીરે, જિહાં જિહાં ભૂમિ ખણંતી રમાય ॥ પૂર્વ પુન્યેરે મણિ માણેક ભર્યોરે, તિહાં દ્રવ્ય નિધિ પ્રગટાય ॥ સુંદરી૦ ॥ ૫ ॥ આણી આપેરે તાતને

સુંદરીરે, તિણે તે શેઠ હુઓ ધનવંત ॥ યૌવન જાગેરે રંભા ઉર્વશીરે. દેખી શેઠ કરે વરચિંત ॥ સુંદરી૦ ॥૬॥ શેઠ સમુદ્રપ્રિયબિંબ નગરમાં રે, કમલસિરિ નારી તસ પુત્ત ॥ શ્રીદત્તનામેરે રૂપ કળા ભર્યોરે, તસ પરણાવી તે ધન જુત્ત ॥ સુંદરી૦ ॥ ૭ ॥ પુણ્ય પનોતીરે સાસરે સુંદરીરે, આવી તતક્ષણ નિધિ પ્રગટાય ॥ પણ અંગુઠેરે કાંકરો કાઢતાં રે, પૂર્ણ કલશ ધન લેતી જાય ॥સુંદરી૦ ॥ ૮ ॥ મોસાળે ભાણેજીને તેડ્યાં ભોજનેરે ॥ તેહને ઘર પણ લક્ષ્મી ન માય ॥ ઇમ જિહાં બાળારે શા પગલાં ઠવેરે, નિધિ પ્રગટે સહુ સુખિયાં થાય ॥ સુંદરી૦ ॥૯॥ વહુને માનેરે સસરો ભલી પરેરે ॥ રાજા પણ ચિત્ત વિસ્મય થાય ॥ એક દિન આવ્યારે ધર્મઘોષ સૂરિવરારે રાજા પ્રમુખ તે વંદન જાય ॥ સુંદરી૦ ॥ ૧૦ ॥ સુંદરી પૂછે રે કહો કુણ કારણે રે, પગ પગ પામું ઋદ્ધિ રસાલ॥ સૂરિ કહે સાંભળોરે પૂર્વ ભવે તેં કર્યોરે. અક્ષયનિધિ તપ થઇ ઉજમાળ ॥ સુંદરી૦ ॥ ૧૧ ॥



## ॥ ઢાળ ૨ જી ॥

માતા જસોદા તમારો કાન, મહી વેચતાં માગે દાણ
॥ એ દેશી ॥
॥ અથવા ચોપાઇની દેશી ॥

॥ ખેટકપુર સંયમ અભિધાન, શેઠ પ્રિયા ઋજુમતિ ગુણવાન ॥ રૂજુમતિ તપ રાતિ રહે, જ્ઞાન ભક્તિ સુખ સંપદ લહે ॥ ૧ ॥ રયણાવલી કનકાવલી કરે, એકાવલી વિધિયે ઉચરે ॥ પાડોસી વસુ શેઠે વરી, સોમસુંદરી બહુ મચ્છર ભરી ॥ ૨ ॥ પુણ્યવતી તપ રતી બહુ, ઋજુમતિ પ્રશંસે સહુ ॥ સોમસુંદરી સુણી નિંદા કરે, ડાકણી પરે છળ જોતી ફરે ॥ ૩ ॥ ભુખ્યો બ્રાહ્મણ ભગાયો ઢોર, ચાંપ્યો નાગ નાસંતો ચોર ॥ રાંડ ભાંડને માતો સાંઢ, એ સાતેથી ઉગરીયે માંડ ॥ ૪ ॥ લાગ્યું વર શેઠ સંજમ તણું, સોમસુંદરી, ચિત્ત હરખ્યું ઘણું ॥ નારી પ્રભાતે નબળી એક છડી, વળી એક દિન ઘેર ધાડજ પડી ॥ ૫ ॥ પાડોસણ મન ચિન્તે ઇસુ, પાપી શેઠનું ન ગયું કિસું, ॥ દેતી

શ્રાપને નિર્ધન થયા, તે દંપતિ સુરલોકે ગયા ॥ ૬ ॥ સોમ સુંદરી ઘણી મચ્છર ભરી, અશુભ કર્મ ઉપાર્જન કરી ॥ પામી મરણ સા કોઇક ગુણી, શ્રાવક મુખ નવકારજ સુણી ॥ ૭ ॥ જિતશત્રુ મથુરાનો રાય; ચઉસુત ઉપર બેટી થાય ॥ સર્વ ઋદ્ધિ નામજ તસ દઇ, પંચ ધાવસું મોટી થઇ ॥ ૮ ॥ શ૦ સૈન્ય સમૂહે નડયો, જિતશત્રુ રણયોગે પડયો ॥ લુંટ પડી જબ રાજદ્વાર, કુંવરી પણ નાઠી તેણીવાર ॥ ૯ ॥ ઉજાતિ એક અટવી પડી, રવિ ઉદયે માર્ગ શિર ચડી ॥ વન ફલ વૃતે વનચર થઇ, યોવન વેલા નિષ્ફળ ગઇ ॥૧૦॥ એક વિદ્યાધર દેખી કરી, પરણી સા નિજ મંદિર ધરી ॥ તિણિ વેલા ઘર લાગી ગયું ॥ ૧૧ ॥ વિદ્યાધરે ફરી વનમાં ધરી, પલ્લિપતિ એક ભીલે હરી ॥ ત્રીજે દીન ઘર તેનું બલ્યું, નારી નિંદન સહુ જન ભલ્યું. ॥૧૨ ॥ સાર્થવાહ કર વેચી તીણે, ચાલ્યો નિજ દેશાવર ભણી ॥ પંથ વચે લુટાણો તેહ; સર્વ ઋદ્ધિ નાઠા લઇ દેહ ॥ ૧૩ ॥ વનમાં સરોવર તીરે ખડી, રાજકુમારી કર્મે નડી ॥ પુન્યે મુનિ મલ્યા ગુણ ગેહ, મીઠે વયણે બોલાવી તેહ. ॥ ૧૪ ॥

## ॥ ઢાળ ૩ જી ॥

છોરી જાટડીની ॥ એ દેશી ॥

છોરીરે બેટી તું તો રાયની હે, કાંઇ ઉભી સરોવર પાળરે ॥ શું દુઃખ ચિંતવે ॥ સિરદાર સહુને સુખ કરે, મહારાજ મુનિ એમ ઉચ્ચરે ॥ પૂર્વભવ મચ્છર કરી હે, કાંઇ ફલી તરૂ શાખા ડાલરે ॥ સોમ સુંદરી ભવે ॥ સિર૦ ॥ ૧ ॥ તાત મરણ પુર લુંટીયું હે, કાંઈ પડી તું અટવી મોજારરે ॥ દુઃખ પામી ઘણી ખેચરશું, ઇણે ભવે લહ્યા હે ॥ સુખ સંભોગ એક વારરે, વલી વનચર પણું ॥ સિર ॥ મ૦ ॥ ૨ ॥ જ્ઞાની ગુરૂ વયણાં સુણી હે, રાજકુંમારી પુછાયરે ગુરૂ ચરણે નમી, આ દુઃખથી કિમ છુટીયે હે ॥ કહીયે કરી સુપસાયરે, દુઃખ વેલા ખમી ॥ સિ૦ ॥ મ૦ ॥ ૩ ॥ અક્ષય નિધિ તપ વિધિ કરો હે, જ્ઞાન ભકિત વિસ્તારરે ॥ શકિત ન ગોપવી, શ્રાવણ વદી ચોથે થકી હે ॥ સંવત્સરી દિન સારરે, પૂરણ તપ તપી ॥ સિ૦ ॥ મ૦ ॥ ૪ ॥ ચોથ

ભકત એકાસણો હે, શકિતતણે અનુસારરે ॥ ઘટ અક્ષત ભરો, વિધિ ગુરૂગમથી આચરો ॥ ગણણું હોય હજારરે, પડિક્કમણાં કરો ॥ સિ૦ ॥ મ૦ ॥ ૫ ॥
એક વરસ જઘન્યથી હે, તીન વરસ ઉત્કૃષ્ઠરે ॥ ઇણ વિધિ તપ કરો, શાસન દેવી કારણે હે ॥ ચોથે વરસ વીસી ઠરે, વળી એ આદરો ॥ સિ૦ ॥ મ૦ ॥ ૬ ॥
આભવ મનવંછિત ફલે હે, પરભવ ઋદ્ધિ ન માયરે ॥ હરિ ચક્રિપરે ઇમ નિસુણી કુમારી તિહાં હે ॥ વાંદી ગુરૂના પાયરે, ગઇ ગામાંતરે ॥ સિ૦ ॥ મ૦ ॥ ૭ ॥
પરઘર કરતા ચાકરી હે, આજીવિકા નિર્વાહરે ॥ સુખ દુખમાં ફરે અલ્પ વિધિ યે તપતિણે કર્યો હે ॥ પ્રથમ વરસ ફરિ ચારરે, બીજે બલિપરે ॥ સિ૦ ॥ મ૦ ॥૮॥
ચોથે વરસ તપ માંડતાં હે, કોઇક હુંઇ ધનવંતરે ॥ એક દિન આવીઆ, વિદ્યાધર ક્રીડા વશે હે ॥ પૂર્વ નેહ ઉલસંતરે, દેખી નિજ પ્રિયા ॥ સિ૦ ॥ મ૦ ॥૯॥
થાપી જઇ અંતે ઉરે, શા કહે શીલવ્રત મુખ્યરે ॥ ઇણિ કાયા ધરી, શેપાયુ અણસણે મરી હે ॥ સંવર પુત્રઃ તુજરે, કહું સુણ સુન્દરી ॥ સિ૦ ॥ મ૦ ॥ ૧૦ ॥

# ॥ ઢાળ ૪ થી ॥

કોશ્યા વેશ્યા કહે રાગીજી, મનોહર મનગમતા—એ દેશી

॥ નિજ પૂર્વભવ સુણી તેહજી, સુંદરી સુકુમાલી, જાતિ સ્મરણ વરે તેહજી. સુંભાગ્ય ફલે લહ્યા ઋદ્ધિ રસાલજી ॥સુંo॥ કહે ધર્મઘોષ અણગારજી ॥સુંo॥૧॥ કહે સુંદરી સર્વ સાચુંજી ॥સુંo॥ તેહવા મેં તુમને જાણ્યાંજી ॥ સુંo ॥ તુમ જ્ઞાન માંહે નહિ કાચુંજી ॥ સુંo ॥ અવંતિમાં વખાણ્યાજી ॥ સુંo ॥ ૨ ॥ સૂરિ વંદી નિજ ઘર આવેજી ॥ સુંo ॥ તપ અક્ષય નિધિ સંઠાવેજી ॥ સુંo ॥ રાજા રાણી તિણિ વેલાજી ॥ સુંo ॥ શેઠ સામંત સવ ભેલાજી ॥ સુંo ॥ ૩ ॥ પગ પગ પ્રગટે જે નિધાનજી ॥ સુંo ॥ કરે પ્રભાવના બહુ માનજી સુંo ॥ નામ સુંદરી તો વિસરાણીજી ॥ સુંo ॥ તે તો અક્ષય નિધિ કહેવાણીજી સુંભાo ॥ ૪ ॥ મનમોટે પૂર્ણ ફલ લીધુંજી ॥ સુંo ॥ પંચમીયે પારણું કીધુંજી ॥ સુંo ॥ જ્ઞાન ભક્તિ મહોચ્છવ દેખીજી ॥ સુંo ॥ દેવી દેવ હુઆ અનિમેષીજી ॥ સુંo ॥ ૫ ॥ સુખ વિલસંતા સંસારજી

॥ સુ૦ ॥ હુઆ સુત ચઉ પુત્રી ચારજી ॥ સુણો૦ ॥ લિયો અંતે સંયમ ભારજી ॥ સું૦ ॥ ઘનઘાતિ ખપા-વ્યાં ચારજી સું૦ ॥ ૬ ॥ લહિ કેવળ શિવપુર જાવેજી ॥ સુ૦ ॥ ગુણ અગુરૂલઘુ નિપજાવેજી ॥ સુ૦ ॥ અવગાહન લક્ષણ સંતાજી ॥ સુ૦ ॥ તિહાં બીજા સિદ્ધ અનંતાજી ॥ સુ૦ ॥ ૭ ॥ તસ ફરસિત દેશ પ્રદેશેજી ॥ સુ૦ ॥ અ-સંખ્ય ગુણા સુવિશેષેજી ॥ સું૦ ॥ જુઓ ॥ પ્રથમ ઉ-પાંગે ઠામજી સું૦ ॥ શુભવીર કહે પ્રમાણજી ॥ ૮ ॥

---

## ઢાળ ૫ મી.

---

કોહલો પર્વત ધુંધલોરે લોલ–એ દેશી ॥

વીર જીણેસર ગુણનીલોરેલોલ, એ ભાખ્યો અધિ-કાર રે ॥ સુગુણનર ॥ વરતે શાસન જેહનુંરે લોલ, એ-કવીસ વરસ હજારરે ॥ સુગુણનર ॥ વીર જીણેસર ગુ-ણનીલોરે, એ ભાખ્યો અધિકારરે ॥ સુ૦ ॥ એ આંક-કણી ॥ ૧ વી. ॥ જિહાં સફલજિનગુણ થુણીરે લોલ. દિહા સફલ પ્રભુ ધ્યાનરે ॥ જન્મ સફલ પ્રભુ દરિસણેરે

લોલ ॥ વાણીયે સફલ કાનરે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૨ ॥ તાસ પરંપર પાટવીરે લોલ, શ્રીવિજયસિંહ સૂરીસરે ॥ સત્યવિજયબુધ તેહનારે લોલ, કપુરવિજય કવિ શિષ્ય રે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૩ ॥ ક્ષમાવિજય ગુરૂ તેહનારે લોલ. શ્રીજસવિજય પન્યાસરે ॥ સુ૦ ॥ શ્રીશુભવિજય સુગુરૂ નમીરે લોલ, સુરત રહી ચઉમાસરે ॥ સુ૦ ॥ વી૦ ॥૪॥ ચંદ્ર મુનિ વસુ હિમકરૂરે લોલ, વરસે શ્રાવણ માસરે ॥ સુ૦ ॥ શ્રી શુભવીરને શાસને રે લોલ, હોજો જ્ઞાન-પ્રકાશરે ॥ સુ૦ ॥ વી૦ ॥ ૫ ॥

॥ કલશ ॥ એ પંચ ઢાલ રસાલ ભક્તિ, પંચ જ્ઞાન આરાધવા ॥ કામ પ્રમાદ કિરિયા પંચ છંડી, પંચમી ગતિ સાધવા ॥ નભ કૃષ્ણ પંચમી સ્તવન રચીઓ, અક્ષય નિધિને કારણે ॥ શુભવીર જ્ઞાને દેવસુંદરી, નાચતા ઘરબારણે ॥ ૧ ॥ ઇતિ અક્ષય નિધિ તપ સ્તવન સંપૂર્ણ. ॥

# શ્રી અયવંતી સુકુમાળના તેર ઢાલીયા.

॥ દુહો ॥

પાસ જીનેશ્વર સેવીયે, ત્રેવીસમો જિનરાય, વિઘ્ન નિવારણ સુખકરણ, નામે નવનિધિ થાય ॥ ૧ ॥ ગુણ ગાઉં ખતે કરી, અયવંતી સુકુમાળ, કાન દેઇને સાંભળો, જેમ હોય મંગળમાળ ॥ ૨ ॥

## ॥ ઢાળ ૧ લી ॥ ( દેશી ત્રીપદીની )

( બે કર જોડી તામરે, ભદ્રા વીનવે. એ દેશી )

મુનિવર આર્ય સુહસ્તીરે, કિણુદિક અવસરે, નયરી ઉજયણી સમોસર્યા એ ॥ ૧ ॥ ચરણ કરણ વ્રત ધાર રે, ગુણમણિ આગરું; બહુ પરિવારે પરિવર્યા એ ॥ ૨ ॥ વન વાડી આરામ રે, લઇ તિહાં રહ્યા,

દોય મુનિ નગરી પડાવીયા એ ॥ ૩ ॥ સ્થાનક માગણ કાજરે, મુનિવર મલપતા, ભદ્રાને ઘેર આવીયા એ ॥ ૪ ॥ શેઠાણી કહે તામરે. શિષ્ય તમે કેહના, શું કામે આવ્યા ઇહાં એ ॥ ૫ ॥ આર્ય સુહસ્તિના શિષ્યરે, અમે છીએ સુશ્રાવિકા, ઉત્તાને ગુરૂ છે તિહાં એ ॥ ૬ ॥ માગું છું તુમ પાસરે, રહેવા સ્થાનક, પ્રાસુક અમને દીજીએ એ ॥ ૭ ॥ વાહન શાળા વિશાળીરે, આપી ભાવશું, આવી ઇહાં રહીજીએ એ ॥ ૮ ॥ સપરિવાર સુવિચારરે, આચારજ તિહાં, આવી સુખે રહે સદા એ ॥ ૯ ॥ નલિની ગુલ્મ અધ્યયનરે, પહેલી નિશા સમે, ભણે આચારજ એકદા એ ॥ ૧૦ ॥ ભદ્રાસુત ગુણવંતરે, સુખી સુરોપમ, રૂપવંત રળીયામણો એ ॥ ૧૧ ॥ અવ-વંતી સુકુમાળરે, સાતમી ભૂમિકા, પામ્યો સુખ વિલસે ઘણું એ ॥ ૧૨ ॥ નિરૂપમ નારી બત્રીશરે, રૂપે અપ-ચ્છરા, શશી વયણી મૃગ લોચણી એ ॥ ૧૩ ॥ કહે જિન હર્ષ વિનોદરે, પરમ પ્રમોદ શું, લીલા લાડે અતિ ઘણી એ ॥૧૪॥

## ॥ દુહો ॥

---

પ્રથમ નિશા સમયે મુનિ, કરિ પડિક્કમણું સાર, આ લોયણ આલોચતાં, કુમર સુણ્યા તેણિવાર ॥ ૧ ॥ રાગ રંગે ભીનો રહે, અવર નહિ કોઇ આજ, લેવો દેવો માતા વશ, કુમર વડો શિરતાજ ॥ ૨ ॥

---

## ॥ ઢાળ ૨ જી ॥

---

॥ માયા મોહ દક્ષિણ મેલ્લાઇ ॥ એ દેશી.

---

મધુર સ્વરે મુનિવર કરે, હોજી સુત્ર તણી સજઝાય ॥ શ્રવણે સુપરે સાંભળી, હોજી આવી કુમર ને દાય ॥ અયવંતી સુકુમાર સુણી ચિત્ત લાય ॥ ૧ ॥ એ આંકણી ॥ વિષય પ્રમાદ તજી કરી, હોજી તન મન વચન લગાય, એ સુખ મેં કહાં અનુભવ્યાં, હોજી જે કહે મુનિવર રાય ॥ ૨ ॥ કુમર કરી એમ સોચના, હોજી બેઠો ધ્યાન લગાય, હૃદય માંહી વિચારતાં રોમ

રોમ ઉલ્લસિત થાય ॥ અય૦ ॥ ૩ ॥ ઇમ ચિંતવતા ઉપન્યું, હોજી જાતિ સ્મરણ જ્ઞાન, આવ્યો તિહાં ઉતાવળો, હોજી ધરતો મન શુભ ધ્યાન ॥ અય૦ ॥ ૪ ॥ ગુરૂનાં ચરણ કમળ નમી, હોજી બેઠો મનને કોડ, ભગવંત ભદ્રાસુત હું છું, હોજી પુછું બે કર જોડ ॥ અય૦ ॥ ॥ ૫ ॥ નલિની ગુલ્મ વિમાનમાં, હોજી તુમે સુખ જાણો કેમ, સૂરિ કહે જિન વચનથી, હોજી અમે જાણું છું ॥ એમ ॥ અય૦ ॥ ૬ ॥ પૂરવ ભવે હું ઉપન્યો. હોજી નલિની ગુલ્મ વિમાન, તે સુખ મુજને સાંભર્યું, હોજી જાતિ સ્મરણ જ્ઞાન ॥અય૦ ॥ ૭ ॥ તે સુખ કહી કેમ પામીયે, હોજી કેમ લહિયે તે ઠામ, કૃપા કરી મુજને કહો, હોજી માહરે તેહ શું કામ ॥ અય૦ ॥ એ સુખ મુજને નવિ ગમે, હોજી અપુરવ સરસ વિમાન, ખારો દધિ જળ કિમ ગમે, હોજી જેણે કીધો પય પાન ॥ અય૦ ॥ ૯ ॥ એટલા દિન હું જાણતો, હોજી મેં સુખ લહ્યાં શ્રીકાર, મુજ સરિખો જગ કોઈ નહી, હોજી સુખીયો ઇણે સંસાર ॥ અય૦ ॥ ૧૦ ॥ હવે મેં જાણ્યાં કારમાં; હોજી સુખ ફળ કિંપાક, કહે જિન હર્ષ હવે કહો, હોજી કિમ પામું તે નાક ॥ અય૦ ॥ ૧૧ ॥

## ॥ દોહો ॥

એ સંસાર અસાર છે, સાચો સ્વર્ગનો દ્વાર, તીન જ્ઞાન ઘટમેં વસે, સુખ તણો નહિ પાર ॥ ૧ ॥ રયણ મોતી તિહાં ઝળહળે, કુંભગા ગર ચમકાર, તાન મૃદંગ દુંદુભિ વાજીંત્ર નાટકનો નહિ પાર ॥ ૨ ॥

## ॥ ઢાળ ૩૭ ॥

॥ તું કુળદેવી સેવી સદા, એ દેશી ॥

સંયમથી સુખ પામીએ. જાણો તુમે નિરધાર, કુમરજી ॥ સુર સુખનું કહેવું કિશું, લહિયે શિવ સુખ સાર, કુમરજી ॥ સંયમ ॥ ૧ ॥ એ આંકણી ॥

નર સુર સુખ એણે જીવડે, પામ્યાં અનંતીવાર, કુમરજી ॥ નરપતિ સુરપતિ એ થયો, ન લહી તૃપતિ લગાર, કુમરજી ॥ સયમ૦ ॥ ૨ ॥ કાગ લિંબોળી પ્રિય કરે, પરિહરે મીઠી દ્રાખ, સુગુરુજી ॥ નલિની ગુલ્મ

વિમાનનો, મુજને છે અભિલાષ, સુગુરૂજી ॥ સંયમ૦॥
॥ ૩ ॥ તે માણો મુજશું કરી મયા, વો ગુરૂજી ચારિત્ર
સુગુરૂજી ॥ ઢીલ કિસી હવે કીજીયે, લીજીયે વ્રત સુપ-
વિત્ર: સુગુરૂજી ॥ સંયમ૦ ॥ ૪ ॥ શ્રી આચારજ એમ
કહે. હજીય છે તું બાળ, કુમરજી ॥ તું લીલાનો
લાડણો, કેળિ ગર્ભ સુકુમાળ, કુમરજી ॥ સંયમ૦ ॥૫॥
દીક્ષા દુક્કર પાળવી. પંચ મહાવ્રત ભાર, કુમરજી,
માથે મેરૂ ઉપાડવો, તરવો જળધિ અપાર, કુમરજી ॥
સંયમ૦ ॥૬॥ મીણ તણે દાંતે કરી, લોહ ચણા કોણ
ખાય. કુમરજી ॥ અજિત ફરસ કોણ સહી શકે. દુક્કર
વ્રત નિરમાય, કુમરજી ॥ સંયમ૦ ॥ ૭ ॥ કહે પ્રભુ
સાંભળો, દુઃખ વિણ સુખ કિમ થાય, સુગુરૂજી ॥
અલ્પ દુઃખે બહુ સુખ હવે, તે તો દુઃખ ન ગણાય,
સુગુરૂજી ॥ સંયમ૦ ॥ ૮ ॥ તપ કરવો અતિ દોહિલો,
સહેવા પરિસહ ઘોર, કુમરજી ॥ કહે જિન હર્ષ સુભટ
થઈ, હણવાં કર્મ કઠોર, કુમરજી ॥ સંયમ૦ ॥ ૯॥

## ॥ દોહા ॥

કુમાર કહે મુનિરાયને, વંદુ બે કર જોડ, શુરા નરને સોહલું, ઝુઝે રણમેં દોડ ॥ ૧ ॥ તે માટે મુજ દીજીએ, સંયમ ભાર અપાર, કર્મ ખપાવું સદગુરૂ, પામું ભવજળ પાર ॥ ૨ ॥

## ॥ ઢાળ ૪ થી ॥

( કપુર હોય અતિ ઉજળોરે, એ દેશી )

કરજોડી આગળ રહીરે, કુમર કહે એમ વાણ. શુરાને શું દોહિલુ રે. જે આગમે નિજ પ્રાણ ॥ મુનીસર, મારે વ્રતશું કાજ, મુજને દીઠાં નવિ ગમેરે, ઋદ્ધિ રમણી એ રાજ ॥ મુની૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ સાચાં કરી જાણ્યાં હતાંરે, કાચાં સહુ સુખ એહ. જ્ઞાન નયણ પ્રકટયાં હવેરે, હવે હું છંડીશ તેહ ॥ મુની૦ ॥ ૨ ॥ દુક્કર વ્રત ચિર પાળવાંરે. તે તો મેં ન ખમાય, વ્રત

લેઇ અણુસણ આદરૂંરે, કષ્ટ અલ્પ જેમથાય ॥ મુની૦ ॥ ૩ ॥ જો વ્રત લીએ સુગુરૂ કહેરે. તો સાંભળ મહાભાગ, ઘેર જઈ નિજ પરિવારનીરે; તું તો અનુમતિ માગ ॥ મુની૦ ॥ ૪ ॥ ઘેર આવી માતા ભણીરે, અયવંતી સુકુમાળ, કોમળ વચણે વીનવેરે. ચરણે લગાડી ભાલ, માતાજી ॥ માહરે વ્રતશું કામ ॥ ૫॥ અનુતીઘો વ્રત આદરૂંરે, આર્ય સુહસ્તિ ગુરૂ પાસ ॥ નિજ નરભવ સફળો કરૂંરે, પુરો માહરી આશ ॥ ॥માતાજી॥ ॥ ૬ ॥ મુરખ નર જાણે નહિરે, ક્ષણ લાખેણી જાય, કાળ અચિંત્યો આવશેરે, શરણ ન કોઇ થાય ॥ માતાજી ॥ ૭॥ જેમ પંખી પંજર પડયોરે, વેદે દુઃખ નિશદિશ, માતાજી, માયા પંજરમાં પડયોરે, તેમ હું ત્રિશવા વીશ ॥ માતાજી ॥ ૮ ॥ એ બંધન મુજ નવિ ગમેરે, દીઠાં પણુ ન સોહાય, કહે જિન હર્ષ અંગજ ભણીરે, સુખીયો કર મોરી માય ॥ માતાજી ॥ ૯ ॥

---

## ॥ દોહા ॥

આ કાયા અશાશ્વતી, સંધ્યા જેહવો વાન, અનુમતિ આપો માતજી, પામું અમર વિમાન ॥ ૧ ॥ કે છોરૂં કેનાં વાછરૂં, કેહનાં માય ને બાપ, જાશે પ્રાણી એકલો, સાથે પુણ્ય ને પાપ ॥ ૨ ॥

## ॥ ઢાળ ૫ મી ॥

( વાત મ કાઢો ૦ વ્રત તણી, એ દેશી ) ॥ દોહા ॥

માય કહે વચ્છ સાંભળો, વાત સુણાવી એસીરે, સો વાને એક વાતડી, અનુમતિ કેમ ન દેસીરે ॥ માય૦ ॥ ૧ ॥ એક આંકણી ॥ વ્રત સ્યું તું સ્યો નાનડા, એશી વાત પ્રકાશીરે, ઘર જાએ જિણ વાતથી; તે કેમ કીજે હાંસીરે ॥ માય૦ ॥ ૨ ॥ કેણે ધુતારે ભોળવ્યો, કે જોગે ભુરકી નાખી રે; બોલો અવળા બોલડા; દીસે છબી મુખ ઝાંખીરે ॥ માય૦ ॥ ૩ ॥ તું નિશદિન સુખમાં રહ્યો; બીજી વાત ન જાણીરે; ચારિત્ર છે વચ્છ દોહિલું; દુઃખ લેવું છે તાણીરે ॥ માય૦ ॥ ૪ ॥ ભૂખ તૃષા ન ખમી

શકે; પાણી વિણ પળ જાયરે; અરસ નીરસ જળ ભોજને; બાળવી છે નિજ કાયરે ॥ માય૦ ॥ ૫ ॥ ઇહાં તો કોમળ રેશમી, સુવું સોડ તળાઇ રે, ડાભ સંથારો પાથરી; ભૂયે સુવું છે ભાઇરે ॥ માય૦ ॥ ૬ ॥ આછાં પહેરણ પહેરવાં; વાઘા દિનદિન નવલારે, તિહાં તો મેલાં કપડાં; ઓઢવા છે નિત્ય પહેલાંરે ॥ માય૦ ॥૭॥ માથે લોચ કરાવવો; રહેવું મલિન સદાઇરે; તપ કરવા અતિ આકરા; વરવી મમતા ન કાંઇરે ॥ માય૦ ॥૮॥ કઠિણ હોએ તે એ સહે; તે દુઃખ તેં ન ખમાયરે; કહે જિન હર્ષ ન કીજીયે; જાણવ તે દુઃખ થાયરે ॥માય૦॥૯॥

॥ દોહા ॥

કુમર કહે જનની સુણો, મુનિ થકી બળદેવ; સંયમથી સુખ પામીયા; તે સુણજો સુખ હેવ ॥ ૧ ॥ અર્જુન માળી ઉદ્ધર્યો ૬૮ પ્રતાપી સોય; પરદેશી વળી રોહિણી; માત સુણાવું તોય ॥ ૨ ॥ સમદ્રષ્ટી હુએ સમકિત; સંયમ સુર સુખ લીન; કેઇ તર્યા વળી તારશે મુજ મન હુઓ પ્રવીન ॥ ૩ ॥ એકજ અંગજ માહરે; તું પણ આહરે એમ; કિમ આપુ હું અનુમતિ સ્નેહ છુટે કહે કેમ ॥ ૪ ॥

## ॥ ઢાળ ૬ ઠ્ઠી ॥

( લાલ રંગાવો વરનાં મોળીઆં—એ દેશી )

હવે કુમર ઇશ્યું મન ચિંતવે, તે મુજને કોઇ નાપે શિક્ષારે, જો જાઉં છું વિણ અનુમતે. તો ગુરૂ પણ ન દીયે દીક્ષારે ॥ હવે૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ નિજ હાથે કેશ લોચ કીયો, ભલો વેષ જતિનો લીધોરે. ગૃહવાસ તજ્યો સંયમ ભજ્યો, નિજ મન માન્યો તેમ કીધોરે ॥ હવે૦ ॥ ૨ ॥ ભદ્રા દેખી મન ચિંતવે, એ તો વેષ લેઇને બેઠોરે, એહને રાખ્યાં હવે શું હવે, જમાયે મીઠા ભણી એઠોરે ॥ હવે૦ ॥ ૩ ॥ વચ્છ સાંભળ તેં એ શું કીયો, મુજ આશ લતા ઉન્મૂળીરે, તુજ મુખ દેખી સુખ પામતી. દેઇ જાય છે દુઃખની શુળીરે ॥ હવે૦॥૪॥ તુજ નારી બત્રીશે બાપડી, અબળા ને જોબનવંતીરે, કુળવંતી રહેતી નિશ દિને, તુજ મુખ સામું નિરખં-તીરે ॥ હવે૦ ॥ ૫ ॥ રંગે રહેતી તાહરે મન ઉપરે. તુજ વચણ કદી નવિ લોપ્યોરે, અવગુણ પાખે એ નારીશું કહેને શા માટે કોઢયોરે ॥ હવે ॥ ૬ ॥ એ દુઃખ ખમ્યું જાશે નહિ, પણ જોર નહિ તુજ કેડેરે, જિન હર્ષ ભદ્રા નારી મળી, આંખડીયે આંસુ રેડેરે ॥ હવે૦ ॥ ૭ ॥

## ॥ દોહા ॥

બત્રીશે નારી મિલી, કહે પિયુને સુવિચાર ॥ વય લઘુતા રૂપે ભલા, સો સયમનો ભાર ॥ ૧ ॥ વ્રત છે કરવત સારિખાં, મન છે પવન સમાન ॥ બાવીશે પરિસહ સહે, વચન અમારો માન ॥ ૨ ॥ મયગળ દંત જે નીકળ્યા, તે કિમ પાછા જાય ॥ કરમ સુભટ દુરે કરી, પહોંચવું શિવપુર ઠાય ॥ ૩ ॥

## ॥ ઢાળ ૭ મી ॥

[ ઘરે.આવોજી આંબો મોરીયોરે–એ દેશી ]

અનુમતિ દીધી માયે રોવતાં, તુજને થાઓ કોડ કલ્યાણરે, સફળ થાઓ તુજ આશડી, સંયમ ચઢજો સુપમાણરે ॥ અનુ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ કુમર તણાં વાંછિત ફળ્યાં, હર્ખ્યો નિજ ચિત્ત મઝારરે, આવ્યો ગુરૂ પાસે ઉમહ્યો, સાથે પરિવાર અપારરે ॥ અનુ૦ ॥ ૨ ॥

સદ્ગુરૂનાં ચરણકમળ નમી, ભાંખે કરજોડી કુમારોરે, પ્રવહણ સમ ગુરૂ મુજ ભાણી, સંસાર સમુદ્રથી તારો ॥ અનુ૦ ॥ ॥ આચાર જે ઉન્ચરાવીયા, પ્રઉ પંચવિધે સહુ રાખેરે; મન ધન એવાં જેણે સુખ તજ્યાં, નર નારી મળી એમ ભાખેરે ॥ અનુ૦ ॥ ૪ ॥ ભદ્રા કહે આચારજ ભણી, તુમને કહું છું કર જોડરે, જાળવજો એને રૂડી પરે, મુજ કારજડાની કોરરે ॥ અનુ૦ ॥ ૫ ॥ તપ કરતાં એને વાળજો, ભૂખ્યાની કરજો સારોરે, જન્મારે દુઃખ જાણ્યું નથી, અહૃદ્ધિ તણો અવતારોરે ॥ અનુ૦ ॥ ૬ ॥ માહરે આશી પોથી એ હતી, દીધી છે તુમચે હાથરે, હવે જિમ જાણો તેમ જાણજો, વાહલો માહરી એ આથરે ॥ અનુ૦ ॥ ૭ ॥ સાંભળ સુત જે વ્રત આદર્યું, તો પાળજે નિરતિચારરે, દુષણ મ લગાડીશ વ્રત ભણી, તું જેમ પામે ભવપારરે ॥ અનુ૦॥૮॥ ધન્ય ગુરૂ જેહના એ શિષ્ય થયો, ધન્ય માત પિતા કુળ એ સુત ઉપન્યો, ઇમ બોલાવો જગ વાસરે ॥ અનુ૦ ॥ ૯ ॥ એમ કહી ભદ્રા પાછી વળી, દુઃખણી વહુઅરો લેઇ સાથરે, જિન હર્ષ અલ્પ જળ માછલી, ઘેર આવી થઇ છે અનાથરે ॥ અનુ૦ ॥ ૧૦ ॥

## ॥ દોહા ॥

ઘેર આવી સાસુ વહુ, મન માન્યો ઉદાસ, દીપક વિણ મંદિર કિશો, પિયુ વિણ સ્ત્રી નીરાશ ॥ ૧ ॥ પિયુ વિણ પલક ન રહિ શકું, સેજ લગે મુજ ખાય; પત્થર પડે ભુયંગકો, તરફડ તરફડ જીવ જાય ॥૨॥

## ॥ ઢાળ ૮ મી ॥

( પ્રાહુણાની દેશી )

સદગુરૂજી હો કહું તુમને કર જોડ, ચિર ચારિત્ર પળે નહિ, સદગુરૂ હો તપ કિરિયા નવિ થાય, કર્મ ખપે જેહથી સહી ॥ સ૦ ॥ ૧ ॥ તુમચી અનુમતિ થાય, તો હું અણસણ આદરૂં, થોડા કાળ મોઝાર કષ્ટ કરી શિવ પદ વરૂં ॥ સ૦ ॥ ૨ ॥ મુનિવરજી હો જેમ સુખ થાયે તુજ, તેમ કરો દેવાણુપ્પિયા ॥મુનિ૦॥ ગુરૂને ચરણે લાગી સહુ શુ ખામણડાં કિયાં ॥ મુનિ૦ ॥ ૩ ॥ મુનિ૦ ॥ આવ્યો જિહાં સમશાન, બળે મૃતક

વૃષ્ટિ ધગધગે ॥ મુનિ૦ ॥ બિહામણો વિકરાળ, દેખતાં મન ઉભગે ॥ મુનિ૦ ॥ ૪ ॥ મુનિ૦ ॥ પિતૃવન છણે નાગે, દીસે યમવન સરખો ॥મુનિ૦॥ કાંટાળા તિહાં રૂખ, ક્રુર કંથેરી સારિખો ॥ મુનિ૦ ॥ ૫ ॥ આવ્યો તિણ વનમાંહે, તિહાં આવી અણસણ કર્યું ॥ મુનિ૦॥ કંટે વિંધાણા પાય, તતક્ષણ લોહીજ નીકળ્યું ॥મુનિ૦ ॥ ૬ ॥ મુનિ૦ ॥ પગ પીંડી પરનાળ, લોહી પાવસ ઉન્નહ્યો ॥ મુનિ૦ ॥ સોભાગી સુકુમાળ, કઠણ પરિ-સહ આદર્યો ॥ મુનિ૦ ॥ ૭ ॥ મુનિ૦ ॥ શક્ર સ્તવતિ-ણિવાર, કીધો અરિહંત સિદ્ધને ॥મુનિ૦॥ ધર્માચારજ ધ્યાનજ ધર્યું, જિન હર્ષ ભલે મને ॥ મુનિ૦ ॥૮॥

---

## ॥ દોહા ॥

---

વંદન આવી ગોરડી, પ્રાત સમય ગુરૂ પાસ,
કરજોડી મુખથી વદે, વાહન દીસે તાસ ॥૧॥
મુનિ કહે અનુમતિ લહી, કાઉસગ રહ્યો સમસાન,
મન ઇચ્છા ઘર પામિયો, પહોંત્યો દેવ વિમાન ॥ ૨ ॥

---

# ॥ ઢાળ ૯ મી ॥

( ધોબીડા તું ધોજે મનનું ધોતીયુ રે—એ દેશી )

તિણ અવસર એક આવી જંબુકીરે, સાથે લેઇ પોતાનાં બાળરે; ભક્ષ કરવાને દશ દિશે ફિરેરે; અવળી સવળી દેતી ફાળરે ॥ તિણ૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ ચરણ રૂધીરની આવી વાસનારે, બાળ સહિત આવી વનમાંહરે, પૂરવ વૈર સંભારી શોધતીરે, ખાવા લાગી પગશું સાહિરે ॥ તણ૦ ॥ ૨ ॥ ચટ ચટ ચુંટે દાંતે ચામડીરે, ગટ ગટ ખાયે લોહી માંશરે, બટ બટ ચર્મ તણાં બટકાં ભરેરે, ત્રટ ત્રટ ત્રોડે નાડી નસરે ॥ તિણ૦ ॥ ૩ ॥ પ્રથમ પ્રહરે જંબુક જંબુકીરે, એક ચરણનું ભક્ષણ કીધરે, તોપણ તે વેદનાયે કંપ્યો નહિરે, બીજે પ્રહરે બીજો પગ લીધરે ॥ તિણ૦ ॥ ૪ ॥ ખાયે પીંડી સાથળ ત્રોડીરે, પણ તે ન કરે તિલભર રવિરે, કાયા માંડ અશાશ્વતીરે, તૃપ્ત થાઓ એહથી જીવરે ॥તિણ૦ ॥૫॥ ત્રીજે પ્રહરે પેટ વિદારીયુંરે, જાણે કર્મ વિદારયાંરે ચોથે પ્રહરે પ્રાણ તજી કરીરે, નલિની ગુલ્મ લહ્યાં સુખ

તેણરે ॥ તિણ૦ ॥ ૬ ॥ સુરવંદીને તાસ શરીરનેરે, મહિયા કરે અનેક પ્રકારરે, કહે જિન હર્ષ તેણે અવસર મળીરે, વંદણ આવી સઘળી નારરે ॥તિણ૦॥૭॥

## ॥ દુહો ॥

ગોરી સવિ ઝાંખી થઇ, આવી નગરી મોઝાર, મુખ કમળાણું માલતી, સાસુ દેખે તેણીવાર ॥ ૧ ॥ કુળમાં કોળાહળ થયો, મંદિર ખાવા ધાય, તન ભોગી જોગી હુએ, કરમ કરે તે થાય ॥ ૨ ॥

## ॥ ઢાળ ૧૦ મી ॥

( ભણે દેવકી કેણે ભોળવ્યા—એ દેશી )

વાંદી પુછે ગુરૂ ભણી, અમચો દીશે નહિ ભરતાર ॥ પૂજ્યજી ॥ કિહાં ગયો મુનિ તે કહો, ઉપયોગી કહે તેણીવાર ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ આવ્યા હતા પોહત્યા તિહાં, દુઃખ પામી મરણ સુણેય

॥ કામિની ॥ હા હા કરે ધરણી ઢળે, આંસુડાં છુટયાં નયણેય ॥ કામિની ॥ વાંદી૦ ॥ ૨ ॥ હીયડું પીટે હાથસું, ઉપાડે શિરના કેશ ॥ કામિની ॥ વિલવે પિયુ વિણ પદમિણી, સસનેહી પામે કલેશ ॥ કામિની ॥ વાંદી૦ ॥૩॥ એટલા દિનમાં દીઠ્ઠ હતી, વ્રતધારી હતો ભરતાર ॥ પૂજ્યજી ॥ એટલું કહી સુખ અમતણું, શાંસ્યું નહિ કિરતાર ॥ પૂજ્યજી ॥ વાંદી૦ ॥ ૪ ॥ અમે મનમાંહે જાણતી, દેખશું દરિસણ નિત્ય ॥ પૂજ્યજી ॥ ચરણ કમળ નિત્ય વાંદશું, ચિતવતી દાણી પરે ચિત્ત ॥ પૂજ્યજી ॥ વાંદી૦ ॥ ૫ ॥ દૈવે દીધ રંડાપણું, હવે અમે થયાં અનાથ ॥ પૂજ્યજી ॥ મનનાં દુઃખ કહિયે કેહને, અમચા પડયાં ભુંઇ હાથ ॥ પૂજ્યજી ॥ વાંદી૦ ॥ ૬ ॥ શું કહિયે કરીએ કિશ્યું, અમને હુઓ સંતાપ ॥ પૂજ્યજી ॥ દુઃખ કહિયે કેહને હવે, અમચાં પૂરણ પાપ ॥ પૂજ્યજી ॥ વાંદી૦ ॥ ૭ ॥ ઉભી પસ્તાવો કરે નાંખતી મુખ નિઃશ્વાસ ॥ કામિની ॥ કહે જિન હર્ષ ઘરે ગઇ, બત્રીસે થઇ નિરાશ ॥ કામિની ॥વાંદી૦॥૮॥

---

## ॥ દોહા ॥

---

ઇણિ પેરે ઝુરે ગોરડી, તિમ ઝુરે વળી માય ॥ મોત તણી ગતિ વંકડી, જેહથી દુર્ગતિ થાય ॥ ૧ જિમ જિમ પીયુ ગુણ સાંભરે, તિમ તિમ હૃદય મઝાર ॥ દુઃખ વિરહે સુખ હોય કિહાં, નઠુર થયો કિરતાર ॥ ૨ ॥

---

## ॥ ઢાળ ૧૧ મી ॥

---

( દેખો ગતિ દેવનારે અથવા ગજરાજની દેશી )

દુઃખભર બત્રીસે રોવતીરે, ગદ ગદ બોલે વચન॥ પરલોકે પહોત્યા સહીરે, સાસુ તુમ પુત્ર રતન ॥ દેજો મુને મુજરોરે॥ અરે સાસુના જાયા અરે નણદીના વીરા અરે અમુલખ હીરા, અરે મનમોહનગારા, અરે પ્રીતમ પ્યારા ॥ દેજો મુને મુજરોરે ॥ ૧ ॥ એ આંકણી ॥ ભદ્રા સુણી દુઃખણી થઇરે, પુત્ર મરણની વાત ॥ ચાર પ્રહોર દુઃખ નિર્ગમીરે; પહોતી તિણે વન પરભાત ॥

દેજો૦ ॥ કંથેરી વન ઢત પુત્ર કલેવર દીઠ ॥ નારી માય રોઈ પડીરે; નયણે જળ ધારા નીઠ ॥ દેજો૦ ॥ ૩ ॥ હીયડા ફાટે કાં નહીરે; જીવી કાંઈ કરેશ ॥ અંતરજામી વાલહોરે; તે તો પોહત્યા પરદેશ ॥ દેજો૦ ॥ ૪ ॥ હીયડા તું નિઠુર થયું રે; પહાણ જડયું કે લોહ॥ ફીટ પાપી ફાટયું નહીરે; વાહલા તણે વિચ્છોહ ॥ દેજો૦ ॥ ૫ ॥ હીયડું હણું કટારિયેરે; ભુંજું અંગારે દેહ ॥ સાંભળતાં ફાટયું નહીરે; તો ખોટે તારો નેહ ॥ દેજો૦ ॥ ૬ ॥ ઇણીપરે ઝુરે ગોરડીરે; તિમ હીજ ઝુરે માય ॥ પિયુ પિયુ મુખથી કરી રહીરે; બાપૈડા મુર જિમ જાય ॥ દેજો૦ ॥ ૭ ॥ દુઃખભર સાયર ઉલટયોરે; છાતીમાં ન સમાય ॥ પ્રેત કારજ સુતનું કિયું રે; જિન હર્ષ હિયે અકળાય ॥ દેજો૦ ॥

---

## ॥ દોહા ॥

વૈરાગ્યે મન વાળિયો, સમજાવે તે આપ ॥
હૈયે હટકયા હાથ કર, હવે મત કરો વિલાપ ॥ ૧॥
એક નારી ઘર રાખિને, સાસુ સહિત પરિવાર ॥
ગુરૂનાં ચરણ નમી કરી, લીધો સંયમ ભારરે ॥ ૨॥

# ॥ ઢાળ ૧૨ મી ॥

( રાજકુમર બાઇ ભલો ભરતાર અથવા મોરી બહિનેરે, એ દેશી )

ક્ષિપ્રા તટે ઉભી રડેરે, માંય ચિતા બળતી જોય ॥ આંસુભીનો કંચુઓ તિહાં, રહે નિચોય નિચોય ॥ મોરી વહુઅર, એ શું થયું રે અકાજ ॥ ગયો મુજ ઘરથી રાજ ॥ મોરી૦ ॥ હું દુઃખણી થઇ છું આજ ॥ મોરી૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ એ ઘર મંદિર કહેનારે, કેહની એ ધનરાશિ ॥ પુત્ર વિના સૂનાં સહુરે, કેહી જીવિત આશ ॥ મોરી૦ ॥ ૨ ॥ દીસે સહુ એ કારમાંરે, વિણસતાં કાંઇ ન વાર ॥ સંધ્યા રાગ તણી પરેરે, કારમો સહુ પરિવાર ॥ મોરી૦ ॥ ૩ ॥ બાજી બાજીગર તણીરે, દીસતી જેમ અમુલ્ય ॥ દિવસ ચારકા પેખણારે, અંતે ધુળથી ધુળ ॥ મોરી૦ ॥ ૪ ॥ માત પિતા સુત કામિનારે, સંયોગે મળિયાં આય ॥ વાયે મળ્યાં જેમ વાદળાંરે, વાયે વિખરી જાય ॥ મોરી૦

॥ ૫ ॥ સ્વપ્નમાંહે જેમ રાંકડોરે, ધન પામી હુઓ શેઠ ॥ જાગી નિહાળે ઠીકરૂંરે, ભાંગ્યું માથા હેઠ ॥ મોરી૦ ॥ ૬ ॥ સ્વપર જેમ અશાશ્વતાંરે, સહુ દેખાય છે એહ જિન હર્ષ વૈરાગીયાંરે, સાસુ વહુઅર તેહ ॥ મોરી૦ ॥ ૭ ॥

---

## ॥ ઢાળ ૧૩ મી ॥

---

॥ સુણ બેની પીયુડો પરદેશી, એ દેશી ॥

---

ભદ્રા ઘર આવી એમ ભાંખે, ગર્ભવંતી ઘર રાખેરે ॥ અન્ય વધુ પહોતી ગુરૂ પાસે, વ્રત અમૃત રસ ચાખેરે ॥ ભદ્રા૦ ॥ ૧ ॥ એ આંકણી ॥ પંચ મહાવ્રત સુધાં પાળે, દુષણ સઘળાં ટાળેરે ॥ દુક્કર તપ કરી કાયા ગાળે, કળિમય પાપ પખાળેરે ॥ભદ્રા૦॥૨॥ અંત કાળે સહુ અણસણ લેઇ, તજી ઔદારિક દેહીરે ॥ દેવ લોકનાં સુખ તે લેહી, ચારિત્રનાં ફળ એહીરે ॥

ભદ્રા૦ ॥ ૩ ॥ કેડે ગર્ભવંતી સુત જાયો, દેવળ તેણે કરાયોરે ॥ પિતા મરણને ઠામે સુહાયો, અયવંતી પાસ કહાયોરે ॥ ભદ્રા૦ ॥ ૪ ॥ પાર્શ્વ જિનેશ્વર પ્રતિમા સ્થાપી, કુમતિ લતા જડ કાપીરે ॥ કીર્તિ તેહની ત્રિભુવન વ્યાપી, સુરજ જેમ પ્રતાપીરે ॥ ભદ્રા૦ ॥૫॥ સવંત સત્તર એકતાલીશે, શુકલ અષાઢ કહીશેરે ॥ વાર શનીશ્ચર આઠમ દીવસે, કીધી સજ્ઝાય જગીશેરે ॥ ભદ્રા૦ ॥ ૬ ॥ અયવંતી સુકુમાર મલાવે, મધુર સ્વર ગુણ ગાવે રે ॥ તે જિન હર્ષ વડદાવે, શાન્તિ હર્ષ સુખ પાવેરે ॥ ભદ્રા૦ ॥ ૭ ઇતિ ॥

સમાપ્ત.



# અથ ૧૩૫ નામગર્ભીત પાર્શ્વનાથ સ્તવન.

---

## ॥ ઢાળ એકવીસાની ॥

---

પ્રભુ પ્રણમું રે સુખદાયક શંખેશ્વરો, ગોડિમંડ-ણોરે પાલવિહાર પંચાસરો, કરસ્યોરીરે, ભાભો, તિમ અજાહરો જીરાઉલોરે, ફલવધિને અમીઝરો ॥

---

## ॥ ત્રુટક ॥

---

મુકુટેસરો, કલિકુંડ, શામલ, અંતરીકને થંભણો, નવ-ખંડ, મહુચરી, પાર્શ્વ શેત્રુંજે કુક્કડેશ્વર, બંભણો ના-ગદ્રહો, નવ પલ્લવો, તિમ અવંતી, ચિંતામણી, નારિં-ગપુર, કરહેડ દાદો પાર્શ્વજીન ત્રિભુવન ધણી ॥૧॥

નમું મગશીરે, ગાડરીયો, રાધનપુરે, પોસીણોરે, નવલખ્ખો, દીવબંદરે, મોરવાડેરે ચોરવાડિ, ઇડરગઢે, બહેલજોરે, બરડો તિમ જુનાગઢે

## ॥ ત્રુટક ॥

તેમગઢ પાવાપુર વિલોડે, ખેરાલુ, કાલાંવડે, ધોલકે ગંધારિ, ગાજે સ્થંભ તીરથ કોરડે નાડુલ ને નાડોલાઇ નયરે, આબુ ચૌમુખ ચિત્ત હરો, દિગવાટી પાંડવ વાટ સોહાવે, સહસફણો, સોવનગિરો ॥ ૨ ॥

ભલે ભાવેરે, ભદ્રેવો, જોજાપુરે કાપરડોરે, સાહડીયે સાંડેશ્વરો, વરકાણોરે, ઉજ્જેણી વાણારસી, ભિન્નમાલોરે, બેડાહસી

## ॥ ત્રુટક ॥

તિમ વશી કુંભલમેર કુંતીનયરે જોધપુરે જયો નાગોરી ઝંઝુવાડી સુરત, મેડતે જીનવરહયો, વડનગરે આરાસણ સોહાવે, નવેનગરે ઉદયાગિરે કાચેલી મગલોર ચંપાપુરે તિમ રાણિકપુર ॥ ૩ ॥

ધંધાણીરે પીપાડે રાજગૃહી ચિત્તો ડેરે જેસલમેર માંહી સહી, નીકોડારે, સિદ્ધપુરે, વિજાપુરે બિલાડેરે, કુપ્પડવાડિ પોરબંદરે

॥ ત્રુટક ॥

મનહરે માણીક સ્વામી વાડી ભીડભંજન અતિ ભલો, સુલતાન દેવક પટ્ટણે, તિમના દ્દિયે પ્રભુ નિરમલો ગીરોડીયે, સમ્મેત શિખરે, શીરોહી ગોથાચલે ધંધુકે ગામે દિલ્લિનયરે, રાવણો મહિમંડલે ॥ ૪ ॥

મહિશાણેરે, ધૃતકલ્લોલ, વડાલિઓ, તિમ કેટકોરે, તિવરી લોડણ, ભડલિયો, તિમ મેડતેરે, બાહડ મેર જુહારિયે, જુહારીરે, બીકાનેર જુહારીયે

॥ ત્રુટક ॥

જુહારિયે પ્રભુરામસેણે, માંડલે અ ચલે પુરે, અહિચ્છતિ ગામે ગામે ભલે ઠામે તિમવલિ તાપસ પુરે, વટપદ્ર મંડણ નાગપુરવરે; સમી આણે બીબીપુરે, જાખેલ કુંકુમ રોલે સંખલસાપુરે તિમ ફતેપુરે ॥૫॥

ચારૂપેરે, મહિમદાવાદી, હમીરપુરે સાંગાનેરરે, માલપુરે, મથુરાપુરે, જીગવલ્લભરે, સુખ સાગર ચિત્ત ધારિયે, જાટિંગોરે, ભીલડીઓ સંભારિયે

## ॥ ત્રુટક ॥

પાંત્રીશ અધિકા નામ એકશત, (૧૩૫) નિત્ય પ્રત્યે સમરો સદા, સુગતિ સુખ સંયોગ સઘલા, પામિયે બહુ સંપદા, પાર્શ્વ પ્રભુના નામ ધ્યાવે, શુદ્ધ સમકિત તે લહે કવિરાજ શ્રી ધીરવિમલ શિષ્ય, નય વિમલ કવિ એમ કહે ॥ ૬ ॥ સમ્પુર્ણ.

---

## ॥ શ્રી સીદ્ધચક્રજીનું ચૈત્યવંદન ॥

---

॥ શ્રી સિદ્ધચક્ર આરાધતાં, સુખ સંપત્તિ લહીયે સુરતરૂ સુર રમણી થકી, અધિકજ મહિમા કહીયે ॥ ૧ ॥ અષ્ટ કર્મ હાંણી કરી, શિવ મંદીર રહીયે ॥ વિધશું નવપદ ધ્યાનથી, પાતીક સવી દમીયે ॥ ૨ ॥ સિદ્ધચક્ર જે સેવશે, એકમના નરનાર ॥ મન વાંછિત ફલ પામશે, તે સવિ ત્રિભોવન મોજાર ॥ ૩ ॥ અંગ દેશ ચંપાપુરી, તસ કેરો ભૂપાલ મયણા સાથે તપ તપે, તે કુંવર શ્રીપાલ ॥ ૪ ॥ સિદ્ધચ્ચક્રજીના નમન થકી; જસ નામ રોગ ॥ તતક્ષણુ ત્યાંથી તે લહે; શિવસુખ

સંજોગ ॥ ૫ ॥ સાત સે કોડી હોતા, હુવા નિરોગી જેહ ॥ સોવનવાને જલહલે, જેહની નીરૂપમ દેહ ॥૬॥ તેણે કારણ તમે ભવીજનો; પ્રહ ઉઠી ભજો ॥ આસો માસ ચૈત્ર થકી; આરાધો જુગતે ॥ ૭ ॥ સિદ્ધ ચક્રયણ કાળના; વંદો વલીદેવ ॥ પડિકમણું કરી ઉભયકાલ; જિનવર મુનિ વ ॥ ૮ ॥ નવ પદ ધ્યાન રહદયે ધરો; પ્રતિપાલો ભાવિ શિયલ ॥ નવપદ આંબિલ તપ તપો; જેમ હોય લીલમ લીલ ॥ ૯ ॥ પહેલો પદ અરિહંતનો નિત્ય કીજે ધ્યાન ॥ બીજો પદ વલી સિદ્ધનો કરીએ ગુણ ગ્રામ ॥ ૧૦ ॥ આચ્ચારજ ત્રીજે પદે જપતાં જય જયકાર ॥ ચોથો પદ ઉજાયનો ગુણ ગાઉ ઉદાર॥૧૧॥ સરવ સાધુ વંદુ સહી અઢીદ્વીપમાં જેહ ॥ પંચ્ચમ પદમાં તે સહી, ધરજો ધરી સનેહ ॥ ૧૨ ॥ છઠે પદે દંસણ નમું દરસણ અજવાળું ॥ જ્ઞાનપદ નમું સાતમેં તેમ પળ પખાલું ॥ ૧૩ ॥ આઠમેં પદ રૂડે જપું, ચારિત્ર સુસંગ ॥ નવમેં પદ વહુ તપં તપો;જિણુ લહો અભંગ ॥ ૧૪ ॥ એહી નવપદ ધ્યાનથી જપતાં નાસે કોડ ॥ ધીર વિમળ તણો નય વંદે કર જોડ ॥ ૧૫ ॥

॥ ઇતિ ॥

# ॥ જીનપુજાનું ચૈત્યવંદન ॥

॥ પ્રણમી શ્રી ગુરૂરાજ આજ; ॥ જિન મંદિર કેરો ॥ પૂન્ય ભણી કરશું સફલ, જિન વચ્ચન ભલેરો ॥૧॥ દેહરે જાવા મન કરે, ચોથ તણું ફળ ; પાયે ॥ જિન જુહારવા ઉઠતાં, છઠ પોતે આવે ॥ ૨ ॥ જઇશું જિન વર ભણીએ, મારગ ચાલંતા ॥ હોવે દ્વાદશ તણું પુન્ય ભક્તિ માલંતા ॥ ૩ ॥ અર્ધ પંથ જિનવર તણો એ, પંદર ઉપવાસ ॥ દીઠો સ્વામી તણો ભુવન, લહીએ એક માસ ॥ ૪ ॥ જિનવર પાસે આવતાં, છ માશી ફલ સિદ્ધ ॥ આવ્યા જિનવર બારણે, વર્ષી તપ ફલ લીધ ॥ ૫ ॥ સો વરસ ઉપવાસ પૂન્ય, પ્રદક્ષિણા દેતાં॥ સાહસ વર્ષ ઉપવાસ પૂન્ય, જે નજરે જોતાં ॥ ૬ ॥ ફલ ઘણો ફુલની માલ, પ્રભુ કંઠે ઠવતાં ॥ પાર ન આવે ગીતનાદ, કેરા ફલ થુણુતાં ॥ ૭ ॥ શિર પૂજી પૂજા કરો એ. સૂર ધુપ તણો એ ધુપ ॥ અક્ષતસાર તે અક્ષય સુખ, દીપતનું રૂપ ॥ ૮ ॥ નિર્મલ તન મને કરીએ, સ્થુણંતાં ઇંદ્ર જગીશ ॥ નાટયક ભાવના ભાવતાં પામે પદવી જગીશ ॥ ૯ ॥ જિનવર ભક્તિવલાએ પ્રેમે

પ્રકાશી ॥ સુણી શ્રી ગુરૂ વચણુસાર, પૂર્વ રૂષિ ભાખી ॥ ૧૦ ॥ અષ્ટકર્મને ટાળવા, જિન મંદિર જઇશું ॥ ભેટી ચરણ ભગવતના, હવે નિર્મલ થઇશું ॥ ૧૧ ॥ કિર્તિ વિજય ઉવઝાયનો, વિનય કહે કરજોડ ॥ સફલ હોજો મુજ વિનતિ, જિન સેવાનું કોડ ॥ ૧૨ ॥ ઇતિ॥

---

# રાહીણી તપનું ચૈત્યવંદન.

---

॥ શ્રી વાસુ પૂજ્ય જિન વંદીયે, જગદીપક જિન-રાજ ॥ રાહીણી તપ ફલ વર્ણવું, ભવજલ તારણ જહાજ ॥ ૧ ॥ સુદિ વૈશાખે રાહીણી, તીજ તણે દિન જાણ ॥ શ્રી આદિસર જિનવર, વરસી પારણો જાણ ॥ ૨ ॥ રાહીણી નક્ષયને દિને, ચ્ચઉવિહાર ઉપવાસ॥ પાસો પડિકમણો કરી, તોડે કરમનો પાસ ॥ ૩ ॥ તે દિનથી તપ માંડીએ, સાત વરસ લગસીમ ॥ સાત માસ ઉપર વલી, ધરિયે એહિજ નીમ ॥ ૪ ॥ જિમ રાહીણી કુંવરી અશોક નામ ભૂપાલ ॥ એ તપ પૂરણ ધ્યાઇયો, પામ્યા સુરગતિ વિશાલ ॥ ૫ ॥ જિન ભવિ-

જન તપ કીજીએ, શાસ્ત્ર તણે અનુસાર ॥ જન્મ મરણ ના ભવ થકી, ટાલે એ તપ સાર ॥ ૬ ॥ તપ પૂરણ તેહજ સમે, કરો ઉજમણો સાર ॥ યથાશક્તિ હોયે જેહની. જિમ કરીયે ધરી પ્યાર ॥ ૭ ॥ વાસુ પૂજ્ય જિન બિંબની, પૂજા કરો ત્રિણ કાલ ॥ દેવ વંદો વલી ભાવસું, સ્વસ્તિક પર્વ વિશાળ ॥ ૮ ॥ એ તપ જે સહિ આદરે. પોહચે મનની કોડ ॥ મન વાંછિત ફલે તેહના, હંસ કહે કરજોડ ॥ ૯ ॥ ઇતિ ॥

## ॥ બીજનું ચૈત્યવંદન. ॥

॥ શ્રી જિનપદ પંકજ નમી, સેવો બહુ પ્યાર ॥ બીજ તણે દિન જિન તણા, કલ્યાણક સાર ॥ ૧ ॥ મહા સુદ બીજે જનમીયા, અભિનંદન સ્વામી॥ વાસુ પૂજ્ય કેવલ લહ્યા, નમીયે શિર નામી ॥ ૨ ॥ ફાગુણ સુદિ દ્વિતીયા વલી, ચવિયા શ્રી અરનાથ ॥ વદ વૈશાખે બીજની, શીતલ શિવપુર સાથ ॥ ૩ ॥ શ્રાવણ સુદિ ને બીજ તીથ, સુમતી ચ્યવન જિણંદ ॥ તે જિનવરને પ્રણમતાં, પામેં અતિ આણંદ ॥૪॥ અતિત અનાગત

વર્તમાન, જિન કલ્યાણક જેહ ॥ બીજ દીને ચિત્ત ધારીયે, હિયડે હરખ ધરેહ ॥ ૫ ॥ દુવિધ ધર્મ ભગવંતજી, ભાખ્યો સુત્ર મઝાર ॥ તેહ ભણી બીજ આરાધતાં શિવપંથ સાધન હાર ॥ ૬ ॥ પ્રહ ઉઠીને નિત નમો એ, આણી પ્રેમ અપાર ॥ હંસવિજય પ્રભુ નામથી, પાંચે સુખ શ્રીકાર ॥ ૭ ॥ ઇતિ ॥

## ॥ પંચમીનું ચૈત્યવંદન ॥

॥ સકલ સુરાસુર સાહિબો, નમિયે જિનવર નેમ॥ પંચ્ચમી તિથિ જગ પરવડો, પાલો જન બહુ પ્રેમ ॥ ૧ ॥ જિન કલ્યાંણક એ તિથે, સંભવ કેવલ જ્ઞાન॥ સુવધિ જિનેશ્વર જનમિયા, સેવો થઇ સાવધાન ॥૨॥ ચ્યવન ચંદ્ર પ્રભુ જાણીયે, અજિત સુમતી અનંત॥ પંચમી દિન મોક્ષે ગયા, ભેટો ભવિજન સંત ॥ ૩ ॥ કુંથુ જિન સંજમ ગ્રહ્યો, પંચમી ગતિ જિન ધર્મ ॥ નેમી જનમ વખાણીયેં, પંચમી તિથિ જગચ્ચર્મ ॥૪॥ પંચમીના આરાધને, પામે પંચમ જ્ઞાન ॥ ગુણમંજરી વરદત્ત જે પોહતા મોક્ષ સુથાંન ॥ ૫ ॥ કાર્તિક સુદિ

પંચમી થકી. તપ માંડી જે ખાસ ॥ ૧૦ ॥ પંચ્ચ વરસ આરાધીયે, ઉપર વલી પંચ માસ ॥ ૬ ॥ દશ ક્ષેત્રે નેઉ જિનનાં, પંચમી દિન કલ્યાણ ॥ એહ તિથેં આરાધતાં, પામે શિવપદ ઠાંણ ॥ ૭ ॥ પાડકમણાં દોય ટંકના, કરિયે શ્રદ્ધ આચાર ॥ દેવ વંદો ત્રિહુ કાલના, પોહચાડે ભવપાર ॥ ૮ ॥ નમો નાણસ્સ ગુણ ગુણો; નોકારવાલી વીસ ॥ સામાયક સુધે મને ધરીયે શિયલ જગીસ ॥ ૯ ॥ ઇણીપરે પંચમી પાવજ્યો, ભવિજન પ્રાણી જેહ ॥ અજરામર સુખ પામસ્યો, હંસ કહે ગુણ ગેહ ॥ ૧૦ ॥ ઈતિ ॥

---

## ॥ અષ્ટમીનું ચૈત્યવંદન ॥

---

॥ શાસન નાયક સમરીયેં, વર્દ્ધમાન જિનચંદ ॥ અષ્ટમી તિથિનો ફલ કહું, ધ્યાવો મન આણંદ ॥૧॥ રૂષભ જનમ દિક્ષા પ્રભુ, સુવધી ચ્યવન જિણંદ ॥ અજિત સુમતિ નમિનાથજી, જનમ્યા તિથી આણંદ ॥ ૨ ॥ સંભવને સુપાસજી યાંવન કલ્યાંણક જાણ ॥

અભિનંદન શ્રી પાસ પ્રભુ, પામ્યા પદ નિર્વાણ ॥ ૩ ॥ મુનિસુવ્રત અષ્ટમિ તિથે, જનમ્યા જિનવર શ્યાંમ ॥ ઈત્યાદિક દ્વાદશ કહ્યા, કલ્યાણક સુભ કામ ॥૪॥ પર્વ તિથે પોસહ કરો, આણી મન એક તાર ॥ અષ્ટ કર્મ મદ મોડવા, સેવો એ તિથી સાર ॥૫॥ સુજશ રાજાની પરે સેવો ધરી બહુ પ્યાર ॥ રિદ્ધિ સિદ્ધિ ઘર પામસ્યો સેવો સહુ નરનાર ॥ ૬ ॥ શિયલ સંતોષે ધારીયેં, તજીયે જુઠ અભિમાન ॥ મન વચ્ચ કાયા સેવતાં, પામે અમર વિમાન ॥ ૭ ॥ ઈણી પરે અષ્ટમી તિથિ, પામે ભવનો પાર ॥ હંસ કહે પ્રભુ સેવતાં, નિત્ય પામે જયકાર ॥ ૮ ॥ ઈતિ ॥

---

## ॥ શ્રી મૌન એકાદશીનું ચૈત્યવંદન ॥

---

॥ નેમી જિનેશ્વર ગુણનિલો, બ્રહ્મચારી શિરદાર ॥ સહસ પુરૂષ શું આદરે, દિક્ષા જિનવરસાર ॥ ૧ ॥ પંચ્ચાવનમે દિન લહ્યું, નિર્મળ કેવળનાણ ॥ ભવિક જીવ પડિબોહતાં, વિચ્ચરે મહિયલ જાણ ॥૨॥ વિહાર કરંતા આવિયા, બાવીશમાં જિનરાય ॥ દ્વારિકાનગરી

સમોસર્યા, સમવસરણ તિહાં થાય ॥૩॥ બાર પર્ખદા જિહાંમલી, ભાંખે જિનવર ધર્મ ॥ સર્વ પર્વ તિથી સાચવો, જિમ પામો શિવ શર્મ ॥ ૪ ॥ તવ પુછે હરી નેમિને, દાખો દિન મુજ એક ॥ થોડો ધર્મ કર્યા થકી, શુભ ફલ પામું અનેક ॥ ૫ ॥ નેમિ કહે કેશવ સુણો, વર્ષ દિવસમાં જોય ॥ મૃગશિર સુદી એકાદશી એ સમ અવર નકોય ॥ ૬ ॥ એણે દિન કલ્યાણ કહુ આ, નેવુ જિનનાં સાર ॥ એ તિથી વિધિ આરાધતાં, સુવ્રત લહો ભવપાર ॥ ૭ ॥ તે માટે મોટી તિથી, આરાધો મન શુદ્ધ ॥ અહોરત્તો પોસહ કરી, મન ધરિ આતમ બુદ્ધ ॥ ૮ ॥ દોઢસો કલ્યાણક તણું, ગુણણું સુણો મન રંગ ॥ એ તિથી વિધિ આરાધિયે, જિમ પામો શિવસંગ ॥ ૯ ॥ ઉજમણું પણ કીજીએ, ચિત ધરી ઉલ્લાસ ॥ પુંઠાને વિટાંગણા, ઇત્યાદિક કરો ખાસ ॥ ૧૦ ॥ એમ એકાદશી ભાવશું, આરાધે નરરાય ॥ ક્ષાયક સમકિતનો ધણી, જિન વંદી ઘર જાય ॥ ૧૧ ॥ એકાદશી ભવિયણ કરોએ, ઉજવલ ગુણ જિમ થાય ॥ ખિમા વિજય જસથ્યા નથી, શુભ સુરપતિ ગુણ ગાય ॥ ૧૨ ॥ ઇતિ ॥

# ॥ શ્રી પર્યૂષણનું ચૈત્યવંદન ॥

॥ સકલ પર્વ શ્રૃંગાર હાર, પર્યૂષણ કહીએ ॥ મંત્ર માંહિ નવકાર મંત્ર, મહિમા જગ લહીએ ॥૧॥ આઠ દિવસ અમાર સાર, અઠાઇ પાલો ॥ આરંભાદિક પરિહરી, નરભવ અજુઆલો ॥ ૨ ॥ ચૈત્ય પરિપાટી શુદ્ધ સાધુ વંદન જાવે ॥ અઠમ તપ સંવછરી, પડિક્કમણું ભાવે ॥ ૩ ॥ સાધર્મિક જન ખામણાંએ, ત્રિવિધિશું કીજે ॥ સાધુ મુખ સિદ્ધાંત કાંત, વચનામૃત રસ પીજે ॥ ૪ ॥ નવવ્યાખ્યાને કલ્પસૂત્ર વિધિ પૂર્વક સુણીએ ॥ પૂજા નવ પ્રભાવના, નિજ પાતિક હણીએ ॥ ૫ ॥ પ્રથમ વીર ચરિત્ર બીજ, પાર્શ્વ ચરિત્ર અંકૂર ॥ નેમિચરિત્ર પ્રબંધ ખંધ, સુખ સંપતિપર ॥ ૬ ॥ રૂષભ ચરિત્ર પવિત્ર પત્ર, શાખા સમુદાય ॥ સ્થવિરાવલિ બહુ કુસુમપૂર, સરિખો કહેવાય ॥ ૭ ॥ સમાચારી શુદ્ધતાએ, વર ગંધ વખાણો ॥ શિવસુખ પ્રાપ્તિ ફલ સહી, સુરતરૂ સમજાણો ॥ ૮ ॥ ચૌદ પૂર્વધર શ્રી ભદ્રબાહુ, જિણે કલ્પ ઉદ્ધરિયો ॥ નવમા પૂર્વથી

યુગ પ્રધાન, આગમ જલ દરિયો ॥ ૯ ॥ સાતવાર શ્રી કલ્પસૂત્ર, જે સુણે ભવિ પ્રાણી ॥ ગૌતમને કહે વીર-જીન, પરસે શિવ રાણી ॥ ૧૦ ॥ કાલિકસૂરી કારણેએ, પજ્જુસણ કીધાં ॥ ભાદરવા સુદિ ચોથમાં નિજકારજ સિધ્યાં ॥ ૧૧ ॥ પંચમી કરણી ચોથમાં જિનવર વચન પ્રમાણે ॥ વીર થકી ન વસે અંશી, વરસે તે આણે ॥ ૧૨ ॥ શ્રી લક્ષ્મીસાગર સૂરીશ્વરૂણ, પ્રમોદ સાગર સુખકાર ॥ પર્વ પજુસણ પાલતાં હોવે જયજય-કાર ॥ ૧૩ ॥ ઇતિ ॥

---

## ॥ અથ શ્રી પીસ્તાલીસ આગમનું સ્તવન ॥

---

॥ ભવી તુમે વંદોરે સુરીશ્વર ગચ્છરાયા ॥ એ દેશી ॥

---

॥ ભવિ તુમે વંદોરે, એ આગમ સુખકારી ॥ પાપ નિકંદોરે, પ્રભૂ વાંણિ હિતધારિ ॥ એ આંકણી ॥ શાસન નાયક વીર જિણેસર, આસન જે ઉપગારી ॥ પ્રભુ

મુખ ત્રિપદી પાંમી ગણધર ગૌતમની બલિહારી ॥ ભવિ૦ ॥ ૧ ॥ પ્રથમ અંગ શ્રી આચા રંગે મુનિ આચાર વખાણ્યો ॥ સહસ અઢાર તે પદની સંખ્યાઠાંણ શ્રમણા સહૂ જાંણો ॥ ભવિ૦ ॥ ૨ ॥ સુગડાંગ ઠાણંગને સમવાયંગ, પંચ્ચમો ભગવતિ અંગ ॥ લાખ બિહુને સહસ અઠ્યાસી પદ રૂડાં અતિચંગ ॥ ભવિ૦ ॥ ૩ ॥ જ્ઞાતાધર્મ કથા અંગ બહુ, કથા ઉઠ કોડ તે જાંણો પંચમે આર ડૂષમાં કાલમાં, કથા ઓગણીસ વખાણો ॥ ભવિ૦ ॥ ૪ ॥ ઉપાસગ તે સાતમો જાંણો, દશ શ્રાવક અધિકાર ॥ તે સાંભળતાં કુમતિ બૂજ્યા, જિનપડિમ જયકાર ॥ ભવિ૦ ॥ ૫ ॥ અંતગડ દશાંગનેં અનુત્તર ઉવાઇ, પ્રશ્ન વ્યાકરણ વખાંણો ॥ શુભ અશુભ ફલ કર્મ વિપાક એ, અંગ ઇગ્યાર પ્રમાંણો ॥ ભવિ૦ ॥૬॥ ઉવાઇ ઉપાંગને રાયપસેણી, જીવાભિગમ મન આંણો ॥ પન્નવણાંનેં જંબૂ પન્નતિ ચંદ પન્નતિ એમ જાંણો ॥ભવિ૦॥૭॥ સૂર્યપન્નતી નિરયાવલિ તિમ, કપ્પિયા કપ્પ વૃત્તિક ॥ બાર ઉપાંગ એણીપરેં બોલ્યા, પુપ્ફિયા પુપ્ફ વર્ત્તિક॥ ભવિ॥ ચ્ચાર ઉસરણ પયન્નો પહેલો, આઉર પચ્ચરકાણ તે બીજો ॥ મહા પચ્ચર

કાણુને ભત્ત પરિક્ષા, તંડુલ વિયાલિ મન રીઝે ॥ ભવિ૦ ॥ ૯ ॥ ચંદા વિજયને ગણિ વિજ્ઞાતિમ, મરણ સાણાધિ વખાણો ॥ સંથારા પયન્નો નવમો, ગછાચાર દસ જાણો ॥ ભવિ૦ ॥ ૧૦ ॥ દશ વૈકાલિકમુલ સૂત્રએ, આવશ્યક ઓઘ નિર્યુક્તિ ॥ ઉત્તરાધ્યયને તે ચોથો જાણો, શ્રી વીર પ્રભુની ઓતિક ॥ભવિ૦॥૧૧॥ નિશિથ છેદ તે પેહલો જાણો, બૃહત કલ્પ વિવહાર ॥ પંચ કલ્પનેં જિતકલ્પ તિમ મહાનિશિથ મનોહાર ॥ ભવિ૦ ॥ ૧૨ ॥ નંદી અનુયોગ આગમ પિસ્તાલીસ, સંપ્રતી કાલેં જાણો ॥ જિન ઉત્તમ પદરૂપ નિહાલી, શિવ લક્ષ્મી ઘર આણો ॥ ભવિ૦ તુમે વંદોરે આગમ સુખકારી ॥ ૧૩ ॥ ઇતિ ॥

---

## શ્રીમહાવીર સ્વામીનું સ્તવન

---

મારા પ્રભુજી મુજને તારો રે વીર જિણંદા,
ભવ ભવનાં દુઃખ નિવારો રે જ્ઞાની મુણીંદા;
વહાલા રે મારા પાપતણી મતિ લીધી,

મેં પરનિંદા બહુ કીધી રે વીર જિણંદા; ૧
વહાલા રે મારા નરકનિ ગોદમાં ભમીયો;
મેં એળે કાળ ગમીએ રે વીર જિણંદા, ૨
વહાલા રે મારા પરદારામાં ઘણું રાચ્યો;
જેમ ફરતો સાંઢ માચ્યો રે વીર જિણંદા, ૩
વહાલા રે મારા ધનરમણીમાં ઘણું રાચ્યો;
મેં જાતો કાળ ન જાણ્યો રે વીર જિણંદા, ૪
વહાલા રે મારા પરધન લેવાને રસીયો;
હું લઇને હઇડે હસીયો રે વીર જિણંદા. ૫
વહાલા રે મારા સેવા ન કીધી તમારી;
શી ગતિ થાશે અમારી રે વીર જિણંદા. ૬
વહાલા રે મારા ક્રોધ કષાંયમાં મુંઝએ;
હું તેથી ભવમાં બુડયો રે વીર જિણંદા, ૭
વહાલા રે મારા સેવક ધારીને સ્થાપો;
માણેક ને મુક્તિ આપો રે વીર જિણંદા; ૮
મારા પ્રભુજી મુજને તારો રે વીર જિણંદા,
ભવ ભવનાં દુઃખ નિવારો રે જ્ઞાની મુણીંદા, ૯

# ॥ અથ શ્રી નવપદ મહિમા વર્ણનશ્રી

## સિદ્ધ ચક્રજીનું સ્તવન.

॥ સાંભલ રે તું સજની મોરી, રજની કયાં
રમી આવી જી ॥ એ દેશી ॥

॥ સિદ્ધચ્ચક્ર વર સેવા કીજે, નરભવ લાહો લીજે જી ॥ વિધી પૂર્વક આરાધન કરતાં, ભવ ભવ પાતિક છીજે ॥ ભવીયણ ભજીયે જી ॥ અવર અનાદીનીચ્ચાલ, નિત્ય નિત્ય તજીયે જી ॥ એ આંકણી ॥ ૧ ॥ દેવના દેવ દયા કર ઠાકર, ચાકર સુરનર ઇંદાજી ॥ ત્રિગડ ત્રિભુવન નાયક બેઠા, પ્રણમો શ્રી જિનચ્ચંદા ॥ ભવી૦ ॥ ૨ ॥ અજ અવિનાશી અકલ અજરામર, કેવલ દંસણ નાણી જી ॥ આવ્યા બાધ અનંતુવી રજ, સિદ્ધ પ્રણમો ભવી પ્રાણી ॥ ભવી૦ ॥ ૩ ॥ વિદ્યા સૌભાગ્ય લક્ષ્મી પીઠ, મંત્ર જોગરાજ પીઠજી ॥ સુમેરૂ પીઠ પંચ્ચ પ્રસ્થાનેં, નમો આચ્ચારજઇષ્ટ ॥ ભવી૦ ॥ ૪ ॥ અંગ ઉપાંગ નંદિ અનુયોગા, છ છેદને મૂલ ચારજી ॥ દસ પયન્ના એમ પણયાલીસ, પાઠક તેહના ધાર ॥ ભવી૦ ॥ ૫ ॥ વેદ ત્રણ નેં

હાસ્યાદિક ષટ, મિથ્થાત્વ ચ્ચાર કષાયજી ॥ ચઉદ અભ્યંતર નવ વિધ બાહ્યની, ગ્રંથી ત્યજે મુનિરાજ ॥ ભવી૦ ॥ ૬ ॥ ઉપશમક્ષય ઉપશમને ક્ષાયિક, દરશણ ત્રણ પ્રકારેંજી ॥ શ્રદ્ધા પરણતિ આતમ કેરી, નમિયે વારંવાર ॥ ભવી૦ ॥ ૭ ॥ અડાવીસ ચૌદને ખટ દુગ એક, મત્યાદિકના જાણજી ॥ એમ એકાવન ભેદે પ્રણમો, સાતમું પદ વરનાંણ ॥ ભવીં૦ ॥ ૮ ॥ નિર્વર્તિ અપવર્તિ ભેદેં, ચારિત્ર છેજય વહારેંજી ॥ નિજ ગુણ થિરતા ચરણ તે પ્રણમો, નિસ્ચય શુદ્ધ પ્રકાર ॥ ભવી૦ ॥ ૯ ॥ બાહ્ય અભ્યંતર તપ તે સંવર, સુમતા નિર્જરા હેતુજી ॥ તે તપ નમિએ ભાવ ધરિને, ભવ સાયરમાં સેતુ ॥ ભવી૦ ॥ ૧૦ ॥ એ નવ પદમાં પણ છે ધર્મી, ધર્મ તે વરતે ચારજી ॥ દેવ ગુરૂને ધર્મ તે એહમાં, દો તીન ચ્ચાર પ્રકાર ॥ ભવી૦ ॥ ૧૧ ॥ મારગ દેશક અવીનાશી પણો, આચ્ચાર વિનય સંકેતજી ॥ સાહ્યપણું ધરતા સાધુજી, પ્રણમો એહી જ હેતુ ॥ ભવી૦ ॥ ૧૨ ॥ વિમલેશ્વર યક્ષ સેવા સારે, ઉત્તમ જે આરાધેજી ॥ પદ્મ વિજયં કહે તે ભવી પ્રાણી, નિજ આતમહિત સાધે ॥ ભવી૦ ॥ ૧૩ ॥

# ॥ શ્રી સિદ્ધચક્રની થોયો ॥

॥ સિદ્ધચક્ર સેવો સુવિચ્ચાર,

આણી હૈડે હર્ષ અપાર, જેમ લહો સુખ શ્રીકાર ॥ મન શુદ્ધે નવ ઓળી કીજે, અહો નિશ નવ પદ ધ્યાન ધરીજે, જિનવર પૂજા કીજે ॥ પડિક્કમણાં દોય ટંકનાં કીજે, આઠ થોયે દેવ વાંદીજે, ભૂમિ સંથારો કીજે ॥ મૃષાતણો કીજે પરિહાર, અંગે શીલ ધરી જે સાર, દીજે દાન અપાર. ॥ ૧ ॥ ॥ અરિહંત સિદ્ધ આચાર્ય ન મીજે, વાચ્ચક સર્વ સાધુ વંદીજે, દર્શન જ્ઞાન શુણીજે ॥ ચ્ચારિત્ર તપનું ધ્યાન ધરીજે, અ નિશ નવ પદ ગુણુણું ગણીજે, નવ આયંબિલ પણ કીજે ॥ નિસ્ચળ રાખીને મન ઇશ, જપો પદ એક એકને ઇશ, નવ કારવાળી વીશ ॥ છેલ્લે આયંબિલે પણ કીજે, સત્તર ભેદી જિન પૂજા રચ્ચીજે, માનવ ભવ ફ લીજે, ॥ ૨ ॥ ॥ સાતશેં કુષ્ઠીના રોગ, નાઠા ન્હવણ લઈ સંયોગ, દુર હુવા કર્મના ભોગ ॥ કુષ્ટ અઢારે દુરે જાય, દુઃખદારિદ્ર સર્વી દુર પલાય, મનવંછિત ફળ થાય નિર્ધનિયાને દે બહુ ધન, અપુત્રીયાને પુત્ર રતન, જો

સેવે શુદ્ધ મન ॥ નવકાર સમો નહિ કોઇ મંત્ર, સિદ્ધચક્ર સમો નહિ કોઇ જંત્ર, સેવો ભવીયણ એકંત ॥ ૩ ॥ જો સેવ્યો મયણા શ્રીપાળ, ઉંબર રોગ ગયો તતકાળ, પામ્યા મંગળમાળ ॥ શ્રીપાળ પેરે જે આરાધે, તસ ઘર દિન દિન દોલત વાધે, અંતે શિવસુખ સાધે ॥ વિમલેશ્વર જક્ષ સેવા ( સાંનિધ્ય ) સારે, આપદા કષ્ટ સવી દુર નિવારે દોલત લક્ષ્મી વધારે ॥ મેઘવિજય કવિરાયનો શીશ હૈડે ભાવ ધરી જગીશ, વિનય વિજય નિશદિશ ॥ ૪ ॥

---

## ॥ અથ દીવાળીની સ્તુતી ॥

---

શાસન નાયક શ્રીમહાવીર, સાત હાથ હેમવરણ સરીર, હરિ લંછન જિનધીર ॥ જેહનો ગૌતમ સ્વામી વજીર, મદન સુભટ ગંજન વડવીર, સાયરપરે ગંભીર ॥ કાર્તિક અમાવાસ્યાએ નિર્વાણ, દ્રવ્ય ઉદ્યોત કરઈ નૃપ જાણ, દીપક શ્રેણી મંડાણ ॥ દીવાલી પ્રગટ્યું અભિધાન, પઢિમ રજનીએ ગૌતમજ્ઞાન, વર્દ્ધમાન ધરૂ ધ્યાન ॥ ૧ ॥ ચયઉવીસએ જિનવર સુખકાર, પર્વ

દીવાલી અતિ મનોહાર, સકલ પર્વ ચિણગાર ।। મેરા-
ઇઆં કરેઇ આધિકારી, મહાવીર સર્વજ્ઞાય પદ સાર,
જપીયે દોય હજાર ।। મઝીમ રજની દેવ વંદી જે,
મહાવીર પારંગનાણ નમી જે, તસ સાહસ હોય ગુણી
જે ।। વલી ગૌતમ સર્વજ્ઞાય નમી જે, પર્વ દીવાલી
ઇણીપરી કીજે, માનવ ભવ લીજે. ।। ૨ ।। અંગ
ઇગ્યાર ઉપાંગ જ બાર, પયન્ના દસ છ છેદ મૂલ ચા-
ર, નંદી અનુંયોગ ધાર ।। છ લાખ ને છત્રીસ હજાર,
ચઉદ પૂરવ વિરચે ગણધાર, ત્રિપદીના વિસ્તાર ।।
વીરપંચમ કલ્યાણક જેહ, કલ્પ સૂત્રમાંહિ ભાખ્યું
તેહ, દીપોઠવ ગુણ ગેહ ।। ઉપવાસ છઠ અઠમ કરે જેઉ
સહસ લાખ કોડી ફલ લહે તેહ, શ્રી જિનવાણી એહ
।।૩ ।। વીર નિર્વાણ સમય સુરજાણી,આવે ઇન્દ્ર આદી
ઇન્દ્રાણી, ભાવ અધિક મન આણી।। હાથ ગ્રહી દીવી
નિસિજાણી, મેરાઇઆ મુખ બોલે વાણી, દીવાલી
કહેવાણી ।। ઇણિપરે દિપોછવ કર ઓ પ્રાણી, સકલ
કારણ જાણી, લાભ વિમલ ગુણ ખાણી।। વંદિત રત્ન
વિમલ બ્રહ્માણી, કમલ કમંડલ વીણા પાણી, ઘો સર
સતી વરવાણી ।। ૪ ।। ઇતિસંપૂર્ણમ્ ।।

# ૐ આમ્ શ્રી વિષહર પાર્શ્વનાથનો મહામંત્ર.

ૐ ઓજિતું ૐ ઓજિતું ઓજિઉપશામ ધરી, ૐ હ્રીં પાર્શ્વ અક્ષર જપંતે ॥ ભૂત ને પ્રેત જોતીગ વ્યંતર સુરા, ઉપશમે વાર એકવીસ ગુણંતે ॥ ૐ ઓજિતું ॥૧॥ દુષ્ટ ગ્રહ રોગ શોક જરા જંતુ ને, તાવ એકાંતરો દિન તપંતે ॥ ગર્ભબંધન વારણ સર્પ વીંછી વિષ, બાલકા બાલની વ્યાધિહંતે ॥ૐ૦॥૨॥ શામણિ માયણિ રોહિણી રાંધણી, ફોટીકા મોટીકા દુષ્ટ હંતિ, દાઢ ઉંદર તણી, કોલ નોલા તણી, સ્વાન શીયાલ વીકરાલ દંતિ ॥ૐ૦॥ ॥૩ ॥ ધરણ પદ્માવતિ સમરી શોભાવતિ, વાટ અવાટ અડવી અટંતે ॥ લક્ષ્મી લુંદો મલે સુજસ વેલા વલે, સયલ આશા ફલે મન હસંતે ॥ ૐ૦ ॥ ૪ ॥ અષ્ટ મહા ભય હરે કાનપીડા ટલે, ઉતરે લશીશક ભણંતે ॥ વદતિ વર પ્રીતસ્યું પ્રીતિ વીમલપ્રભો, પાર્શ્વ જિન નામ અભિરામ મંતે ॥ ૐ૦॥૫॥

## ॥ પાર્શ્વનાથનું સ્તવન ॥

ગંગાત્રટ તપ વનમાંરે બની રચના ભારી,
પંચ અગ્નિ થીતપતોરે તાપસ બહુ અહંકારી.

## ॥ સાખી ॥

પ્રાર્શ્વકુમાર આવી કહે સુણ તપસી એક વાત
આવડી તપષ્યા કયાં કરો, જીવ બળે સાક્ષાત,
જાણ્યા વિના તપ ફલરે નથી કાંઇ સુભકારી,
અજ્ઞાનીની તપષ્યારે દુરગતી અધીકારી. ॥૧॥ ગંગા૦

## ॥ સાખી ॥

તવ તટક્ષી તાપસ કહે, સુણ તુમે રાજકુમાર,
અશ્વ ખેલાવો જઇ કરી સુજાણો તપસાર,
તવ અગ્નીથી બલતોરે કઢાયો પનંગ ભારી,
નવકાર સુણાવીરે કીધો ઇંદ્ર અધિકારી ॥ ૨ ॥ ગંગા૦

## ॥ સાખી ॥

કમઠકાર યોગીચવી થયોતે મેઘકુમાર,
પાર્શ્વ પ્રભુની ઉપરે વરસાવે જળધાર,
પુરવભવ વૈરીરે કીધો ઉપસર્ગભારી,
ઇંદ્રાસન ચલીયુંરે જુવે અવધી ધારી ॥૩॥ ગંગા૦

## ॥ સાખી ॥

ધર્ણેન્દ્ર પદ્માવતી, આવ્યા તત્કાળ,
ઉંચી પીઠ રચી કરી, થાપ્યા ત્રિભુવન પાર્શ્વ;
ફણી છત્રની છાયારે, પ્રભુ મસ્તક ધારી,
દુષ્ટ કમઠને જાણીરે, દીયે શિક્ષાભારી. ॥૪॥ ગંગા૦

## ॥ સાખી ॥

ઓગણીસસો એકાવને, અહમદનગર મજાર;
બાળમિત્રની અરજથી, થાપ્યા ત્રિભુવન પાર્શ્વ
મેંબરો મળી ગાવેરે, સુણો તમે નરનારી,
કહે હંસવિજયજીરે, પામો તમે ભવપારીરો॥પા॥ગંગા

# શ્રી દેવચંદ્રજી કૃત સાધુની પંચભાવના.

## ॥ દોહા ॥

સ્વસ્તિ શ્રીમંધરપરમ, ધરમધામ સુખ ઠામ,
સ્યાદ્વાદ પારિણામ ધર, પ્રણમુ ચેતન રામ. ૧
મહાવીર જીનવર નમી, ભદ્રબાહુ સીશ;
વંદી શ્રી જીનભદ્ર ગણી, શ્રી ક્ષેમેંદ્ર મુનીશ. ૨
સદગુરૂ શાશન દેવ નમી, બહત્કલ્પ અનુસાર
શુદ્ધ ભાવના સાધુની, ભાવિશ પંચ પ્રકાર. ૩
ઈંદ્રિ યોગ કષાયને, જીપે મુની નિશંક;
ઇણ જીતે કુધ્યાન જય, જાણે ચિત્ત તરંગ. ૪
પ્રથમ ભાવના શ્રુત તણી, બીજી તપ તિય સત્વ
તુરિય એકતા ભાવના, પંચમ ભાવ સુતત્વ, ૫
શ્રુત ભાવના મન થિર કરે, ટાળે ભવનો ખેદ
તપ ભાવના કાયા દમે, વામે વેદ ઉમેદ. ૬
સત્વભાવ નિર્ભય દશા, નિજ લઘુતા ઇક ભાવ
તત્વ ભાવના આત્મગુણ, સિદ્ધ સાધના દાવ. ૭

# ॥ ઢાળ ૧ લી ॥

લોક સ્વરૂપ વિચારો આતમ હિત ભણીરે—એ દેશી

શ્રુત અભ્યાસ કરો મુનીવર સદારે, અતિચાર સહુ ટાળી,
હીણુ અધિક અક્ષર મત ઉચ્ચરોરે, શબ્દ અરથ
સંભાળી. શ્રુત૦ ૧

સુક્ષ્મ અર્થ અગોચર દ્રષ્ટિથીરે, રૂપી રૂપ વિહીણ,
જેહ અતીત અનાગત વર્ત્તતારે, જાણે જ્ઞાનીલીન. શ્રુત, ૨

નિત્ય અનિત્ય એક અનેકતારે, સદસદ ભાવ સ્વરૂપ;
છએ ભાવ એક દ્રવ્ય પરિણમ્યારે, એક સમયમાં
અનૂપ. શ્રત૦ ૩

ઉત્સર્ગ અપવાદ પદે કરીરે, જાણે સહુ શ્રુત ચાલ;
વચન વિરોધ નિવારે યુક્તિથીરે, થાપે દૂષણ ટાલ.
શ્રુત૦ ૪

દ્રવ્યાર્થિક પર્યાયાર્થિક ધરેરે, નયગમ ભંગ અનેક,
નય સામાન્ય વિશેષ બેહૂ ગ્રહેરે, લોકાલોક વિવેક
શ્રત. ૫

નંદી સૂત્ર ઉપગારી કહ્યોરે, વલી અણુચ્યા ઠામ,
દ્રવ્ય શ્રુતને વાંદો ગણધરેરે, ભગવઇ અંગે નામ. શ્રત. ૬

શ્રુત અભ્યાસે જીનપદ પામીએરે, છઠે અંગે સાખ,
શ્રુત નાણી કેવળનાણી સમોરે, પન્નવણિજ્જે ભાખ.
શ્રુત૦ ૭

શ્રુત ધારી આરાધક સર્વ તેરે, જાણે અર્થ સ્વભાવ,
નિજ આતમ પરમાતમ સમ ગ્રહેરે, ધ્યાવે તે નયદાવ.
શ્રુત૦ ૮

સંયમ શાન તે જ્ઞાને વધેરે, ધ્યાને શિવ સાધંત,
ભવ સ્વરૂપ ચઉ ગતિનો લખેરે, તેણે સંસાર તજંત.
શ્રુત૦ ૯

ઇંદ્રિય સુખ ચંચલ જાણી તજેરે. નવ નવ અર્થ તરંગ,
જિમ જિમ પામે તીમ મન ઉલ્લસેરે, વસે ન ચીત
અનંગ. શ્રુત૦ ૧૦

કાલ અસંખ્યાતાના ભવલખેરે, ઉપદેશક પણ તેહ,
પરભવ સાથી આલંબન ખરોરે, ચરણ વિના શિવ
ગેહ. શ્રુત૦ ૧૧

પંચમ કાળે શ્રુત બલ પણ ઘટયોરે, તો પણ એ આધાર,
દેવચંદ્ર જીન મતનો તત્ત્વ એરે, શ્રુતશ્યું ધરજ્યો
પ્યાર. શ્રુત ૧૨

ઇતિ પ્રથમ ઢાળ સમાપ્ત.

---

## ઢાળ ૨ જી ॥

અનુમતી દીધી માએ રોવતી, એ દેશી.

રયણાવલી કનકાવલી, મુત્તાવલી ગુણ રયણ,
વજ્રમધ્યને જવ મધ્યએ; તપ કરીને હો જીપો
રિપુ મયણ. ૧
ભવિયણ તપ ગુણ આદરો, તપ તેજેરે છીજે સહુ કર્મ,
વિષય વિકાર સહુ ટલે, મન ગંજેરે ભંજે ભવ ભ્રર્મ.
ભવિ૦ ૨
જોગે જય ઇંદ્રિય જય તદા, તપ જાણો હો કર્મ
સૂડણ સાર,
ઉવહાણે યોગ દુહા કરી, શિવ સાધેરે સૂધા અણગાર.
ભવિ૦ ૩
જીમ જીમ પ્રતિજ્ઞા (દ્રઢ) વૈરાગીઓ તપસી મુનિરાય,
તિમતિમ અશુભ દળ છીજવે, રવિ તેજેરે જેમ શીત
વિલાય. ભવિ૦ ૪
જે ભિક્ષુ પડિમાં આદરે, આસન અકંપ સુધીર,
અતિ લીન સમતા ભાવમાં તણ પેરે હો જાણંત શરીર
ભવિ૦ ૫

જિણ સાધુ તપ તલવારથી,સૂડયાછે હો અરિ મોહ ગયંદ,
તિણ સાધુનો હું દાસ છું, નિત્ય વંદુરે તસ પય
અરવિંદ. ભવિ૦ ૬
આચાર સૂયગ ડાંગમાં, તિમ કહ્યો હો ભગવઇ અંગ,
ઉત્તરાધ્યયન ગુણતીશમે, તપ સંગે હો સહુ કર્મને।
ભંગ. ભવિ૦ ૭
તે દૂવિધ દુક્કર તપ તપે, ભવ પાસ આસ વિરક્ત,
ધન્ય ? સાધુ મુનિ ઢંઢણ સમા,રૂષી ખંધક હો તીસગ
કુરૂદત્ત. ભવિ૦ ૮
નિજ આતમ કંચન ભણી, તપ અગ્નિ કરી શોધંત,
નવનવિ લબ્ધિ બહુ છતે, ઉપસર્ગ હો તે સહંત
મહંત. ભવિ૦ ૯
ધન્ય ? તેહ જે ધન ગૃહ તજી, તન સ્નેહનો કરી છેહ;
નિસંગ વનવાશે વસે. તપધારી હોતે અભિગ્રહ ગેહ.
ભવિ૦ ૧૦
ધન્ય ? તેહ ગચ્છ ગુફા તજી, જીનકલ્પ ભાવ અફંદ,
પરિહાર વિશુદ્ધિ તપ તપે, તે વંદે હો દેવચંદ્ર મુનીંદ.
ભવિ૦ ૧૧

ઇતિ દ્વિતિય ઢાળ સમાપ્ત.

---

## ॥ ઢાળ ૩ જી

હવે રાણી પદમાવતી—એ દેશી.

રે જીવ ? સાહસ આદરો, મત થાઓ દીન,
સુખદુઃખ સંપદ આપદા, પૂરવ કર્મ આધીન. જીવ૦૧
ક્રોધાદિક વશે રણસમે, સહ્યાં દુઃખ અનેક,
તે જો સમતામાં સહે, તો ખરો વિવેક. રે જીવ૦ ૨
સર્વ અનિત્ય અશાશ્વતો, જે દીસે એહ;
ધન, તન, સયણ સગા સહુ, તિણશ્યું રચો નેહ. રે જીવ૦૩
જીમ બાલક વેલુ તણાં, ઘર કરીય રમંત,
તેહ છતે અથવા અથવા ઢહે, નિજ નિજ ગૃહ જંત.
રે જીવ૦ ૪
પંથી જેમ સરાહમાં, નાદી નાવની રીતી,
તિમ એ પરિયણ તો મિલ્યો, તિણથી શી પ્રીતી.
રે જીવ૦ ૫
જ્યાં સ્વારથ ત્યાં એ સહુ સગા, વિણ સ્વારથ દુર,
પર કાજે પાપે ભલે, તું કિમ હોયે સૂર. રે જીવ૦ ૬
તજી બાહિર મેલાવડો, મિલિયો બહુ વાર,
જે પુરવ મિલિયો નહી, તિણશ્યું ધર પ્યાર. રે જીવ૦૭

ચક્રી હરીબલ પ્રતિહરી, તસ વિભવ અમાન,
તે પણ કાલે સંહરયા, તુજ ધન શ્યે માન. રે જીવ૦ ૮
હા હા હું તો તું ફિરે, પરિયણની ચિંત;
નરક પડયા કહે તૂજને; કોણ કરશે નિચિંત. રે જીવ૦૯
રોગાદિક દુ:ખ ઉપને, મન અરતિ મઘેવ,
પૂરવ નિજ કૃત કર્મનો, એ અનુભવ હેવ. રે જીવ૦૧૦
એહ શરીર અશાશ્વતો, ખીણમે સીઝંત,
પ્રીત કિસિ તે ઉપરે, જે સ્વારથ વંત. રે જીવ૦ ૧૧
જ્યાં લગે તુજ ઇણ દેહથી, છે પૂરવ સંગ,
ત્યાં લગે કોટી ઉપાયથી, નવિ થાયે ભંગ. રે જીવ૦૧૨
આગલ પાછલ ચિહુ દિને, જે વિણસી જાય
રોગાદિકથી નવિ રહે, કીધ કોટી ઉપાય. રે જીવ૦૧૩
અંતે પણ એણે તજ્યા, થાયે શિવ સુખ;
તે જો છુટે આપથી, તો તુજ શ્યો દુ:ખ. રે જીવ૦ ૧૪
એ તન વિણસે તાહરે, નવિ કોઇ હાણ;
જો જ્ઞાનાદિક ગુણ તણો, તુજ આવે ઝાણ. રે જીવ૦૧૫
તું અજરામર આતમા, અવિચલ ગુણ રાણ;
ક્ષણભંગુર જડદેહથી, તુજ કીહાં પિછાણ. રે જીવ૦૧૬

છેદન ભેદન તાડના, વધ બંધન દાહ;
પુદ્ગલને પુદ્ગલ કરે, તું અમર અગાહ. રે જીવ૦ ૧૭
પૂર્વ કર્મ ઉદયે સહી, જે વેદના થાય;
ધ્યાવે આતમા તિણ સમે, તે ધ્યાની રાય. રે જીવ૦૧૮
જ્ઞાન ધ્યાનની વાતડી, કરણી આ સાન;
અંત સમે આપદ પડયાં, વિરલા કરે ધ્યાન. રે જીવ૦૧૯
અરતિ કરી દુઃખ ભોગવે, પરવશ જીમ કીર
તો જ જાણપણા તણો, ગુણ કેવો ધીર. રે જીવ૦ ૨૦
શુદ્ધ નિરંજન નિરમલો, નિજ આતમ ભાવ;
તે વિણુસે કહે દુઃખ કિશો,જે મિલિયો આવ. રે જીવ૦૨૧
દેહ ગેહ ભાડા તણો, એ આપણો નાહિ;
તુજ ગૃહ આતમ જ્ઞાનએ. તિણુ માંહે સમાહિ. રે જીવ૦૨૨
મેતારજ સૂકો સલો, વલી ગજ સુકુમાલ;
સનતકુમાર ચક્રી પેરે, તન મમતા ટાલ. રે જીવ૦ ૨૩
કષ્ટ પડયા સમતા રમે, નિજ આતમ ધ્યાય;
દેવચંદ્ર તિણ મુનિ તણા, નિત વંદુ પાય. રે જીવ૦૨૪

ઇતિ તૃતિય ઢાળ સમાપ્ત.

---

## ॥ ઢાળ ૪ થી ॥

પ્રાણી ધરીએ સંવેગ વિચાર—એ દેશી.

જ્ઞાન ધ્યાન ચારિત્રનેરે, જો દ્રઢ કરવા ચાહ્ય,
તો એકાકી વિહરતાંરે, જીન કલ્પાદિ સાયરે;
પ્રાણી એકલ ભાવના ભાવ, શિવ મારગ સાધન દાવરે.
પ્રાણી૦ એ આંકણી૦ ૧
સાધુ ભણી ગૃહવાસનીરે, છુટી મમતા તેહ;
તોપણ ગચ્છવાસી પણોરે, ગણ ગુરૂ પર છે નેહરે. પ્રા૦૨
વન મૃગની પેરે તેહથીરે, છોડી સકલ પ્રતિબંધ;
તું એકાકી અનાદિનોરે, કિણથી તુજ પ્રતિબંધરે. પ્રા૦૩
શત્રુ મિત્રતા સર્વથીરે, પામી વાર અનંત,
કોણ સયણ દુશ્મન કિસ્યોરે, કાલે સહુનો અંતરે. પ્રા૦૪
બાંધે કરમ જીવ એકલોરે, ભોગવે પણ તે એક;
કિણ ઉપર કિણ વાતનીરે, રાગ દ્વેષની ટેકરે. પ્રા૦ ૫
જો નિજ એકપણું ગ્રહેરે, છોડી સકલ પરભાવ;
શુદ્ધાતમ જ્ઞાના દિશુંરે, એક સ્વરૂપે ભાવરે. પ્રાણી૦ ૬
આવ્યો પણ તું એકલોરે, જાઇશ પણ તું એક;
તોએ સર્વ કુટુંબથીરે, પ્રીત કિસિ અવિવેકરે. પ્રાણી૦ ૭

વનમાંહે જેમ સિંહાદિથીરે, વિહરતાં ન ટળે જેહ;
જિન આસન રવિ આથમેરે, તિણુ આસન નિશિ
છેહરે. પ્રાણી૦ ૮
આહાર ગ્રહે તપ પારણેજી, કર્મલેપ વિહીણ;
એકવાર પાણી પીવતાંરે, વનચારી ચિત્ત અદીનરે. પ્રા.૯
એહ દોષ પર ગ્રહણથીરે, પરસંગે ગુણ હાણ,
પરધન ગ્રાહી ચોર તેરે, એકપણો સુખઠાણરે. પ્રા. ૧૦
પર સંજોગથી બંધ છેરે, પર વિયોગથી મોક્ષ;
તેણે તજી પર મેલાવડોરે, એકપણો નિજ પોષરે.પ્રા.૧૧
જન્મ ન પામ્યો સાથ કોરે, સાથ ન મરશે કોય;
દુઃખ વહેંચવા કો નહીંરે, ક્ષિણભંગુર સહુ લોયરે.
પ્રાણી૦ ૧૨
પરિજન મરતો દેખિનેરે, શોગ કરે જન મૂઢ;
અવસરે વારો આપણોરે, સહુ જનની એ રૂઢરે. પ્રા.૧૩
સુરપતિ ચક્રી હરી બલીરે, એકલા પરભવ જાય;
તન ધન પરિજન સહુ મિલીરે, કોઇ સખાય ન થાયરે.
પ્રાણી. ૧૬
જ્ઞાયક રૂપ હું એક છુંરે, જ્ઞાનાદિક ગુણવંત;
બાહ્ય જોગ સહુ અવર છેરે, પામ્યો વાર અનંતરે. પ્રા.૧૫

કર કંડુ નમિને ગાઇએરે, દુમ્મુહ પ્રમુખ રૂષિરાય;
મૃગાપુત્ર હરિ કેશીનારે, વંદુ હું નિત પાયરે. પ્રાણી,૧૬
સાધુ ચિલાતી સુત ભલોરે, વલી અનાથી તેમ;
એમ મુનિ ગુણ અનુમોદતારે, દેવચંદ્ર સુખ ક્ષેમરે.
પ્રાણી૦ ૧૭

ઇતિ ચતુર્થ ઢાળ સમાપ્ત.

---

## ।। ઢાળ ૫ મી ।।

---

ઇણિપેરે ચંચલ આઉખું જીવ જાગોરે—એ દેશી.

ચેતનએ તન કારિમો, તુમે ધ્યાવોરે,
શુદ્ધ નિરંજન દેવ;
ભવિક તુમે ધ્યાવોરે,
શુદ્ધ સ્વરૂપ અનૂપ. ભવિક૦
નરભવ શ્રાવક કુલ લહ્યો તુમે૦
લાધો સમકિત સાર. ભવિક૦
જિન આગમ રૂચિશું સુણો તુમે૦
આલસ નિંદ નિવાર ભવિક૦ ૨

સમયાંતર સહભાવનો. તુમે૦
દર્શન જ્ઞાન અનંત; ભવિક૦
આતમ ભાવે થિર સદા, તુમે૦
અક્ષય ચરણ મહંત. ભવિક૦ ૩
તિન લોક ત્રિહું કાલની, તુમે૦
પરિણતિ તીન પ્રકાર; ભવિક૦
એક સમે જાણે તિણે, તુમે૦
નાણ અનંત અપાર. ભવિક૦ ૪
સકલ દોષ હર શાશ્વતો તુમે૦
વીરજ પરમ અદીન; ભવિક૦
સૂક્ષ્મ તનુ બંધન વિના, તુમે૦
અવગાહના સ્વાધીન. ભવિક૦ ૫
પુદ્ગલ સકલ વિવેકથી; તુમે૦
શુદ્ધ અમૂર્તિ રૂપ; ભવિક૦
ઇંદ્રિય સુખ નિસ્પૃહ થઇ, તુમે૦
અકષાય અબાહ સ્વરૂપ ભવિક૦ ૬
દ્રવ્યતણા પરિણામથી, તુમે૦
અગુરૂ લઘુત્વ અનિત્ય; ભવિક૦

સત્ય સ્વભાવમયી સદા, તુમે૦
અસત્ય તજો તુમે મિત્ત; ભવિક૦
નિજ ગુણ રમતો રામએ, તુમે૦
સકલ અકલ ગુણ ખાણ; ભવિક૦
પરમાતમ પર જ્યોતિએ, તુમે૦
અલખ અલેપ વખાણ: ભવિક૦ ૮
પંચ પૂજ્યથી પૂજ્ય એ, તુમે૦
સર્વ ધ્યેયથી ધ્યેય. ભવિક૦
ધ્યાતા ધ્યાન અરૂ ધ્યેય એ. તુમે૦
નિશ્ચે અભેદ એ શ્રેય. ભવિક૦ ૯
અનુભવ કરતાં એહનો, તુમે૦
થાએ પરમ પ્રમોદ; ભવિક૦
એક રૂપ અભ્યાસ શું, તુમે૦
શિવ સુખ છે તસુ ગોદ. ભવિક૦ ૧૦
બંધ સબંધ એ આતમા, તુમે૦
કરતા અકરતા એહ; ભવિક૦
એહ ભોગતા અભોગતા, તુમે૦
સ્યાદવાદ ગુણ ગેહ. ભવિક૦ ૧૧
એક અનેક સ્વરૂપ એ, તુમે૦
નિત્ય અનિત્ય અનાદિ; ભવિક૦

સહ સદ્ભાવે પરિણમ્યા, તુમે૦
મુક્ત સકલ ઉન્માદ. ભવિક૦ ૧૨
તપ જપ કિરિયા ખપ થકી, તુમે
અષ્ટ કરમ ન વિલાય; ભવિક૦
તે સહુ આતમ ધ્યાનથી. તુમે૦
ક્ષિણમે ખેરૂ થાય. ભવિક૦ ૧૩
શુદ્ધાતમ અનુભવ વિના, તુમે૦
બંધ હેતુ શુભ ચાલ; ભવિક૦
આતમ પરિણામે રમ્યા તુમે૦
એહજ આસ્રવ પાલ. ભવિક૦ ૧૪
મ જાણી નિજ આતમા, તુમે૦
વરજી સકલ ઉપાધ; ભવિક૦
ઉપાદેય અવલંબને, તુમે૦
પરમ મહોદય સાધ. ભવિક૦ ૧૫
ભરત ઇલાસુત તેતલી, તુમે૦
ઇત્યાદિક મુનિ વૃંદ; ભવિક૦
આતમ ધ્યાનથી એ તર્યા, તુમે૦
પ્રણમે તે દેવચંદ્ર. ભવિક૦ ૧૬

ઇતિ પંચમ ઢાળ સમાપ્ત.

## ॥ ઢાળ ૬ ઠ્ઠી ॥

---

શૈલગ શેત્રુંજે શિદ્ધયા—એ દેશી.

---

ભાવના મુક્તિ નિશાણી જાણી,
  ભાવો આશક્તિ આણીજી;
યોગ કષાય કપટની હાણી,
  થાયે નિર્મલ જાણીજી. ભાવના૦ ૧
પંચ ભાવના એ મુનિ મનને,
  સંવર ખા વખાણીજી;
વૃહત્ કલ્પ સૂત્રની વાણી,
  દીઠી તેમ કહાણીજી. ભાવના૦ ૨
કર્મ કર તણી શીવ નસરણી,
  ઝાણુ ઠાણુ અનુસરણીજી;
ચેતન રામ તણી એ ધરણી,
  ભવ સમુદ્ર દુઃખ હરણીજી. ભાવના૦ ૩
જયવંતા પાઠક ગુણ ધારી,
  રાજસાગર સુવિચારીજી.

નિર્મલ જ્ઞાન ધરમ સંભાળી,
  પાઠક ગહુ હિતકારીજી. ભાવના૦ ૪
રાજહંસ સદ્ગુરૂ સુપસાયે,
  દેવચંદ્ર ગુણ ગાયજી;
ભવિક જીવ જે ભાવના ભાવે,
  તેહ અમિત સુખ પાયજી. ભાવના૦ ૫
જેસલ મેરી શાહ સુત્યાગી,
  વર્દ્ધમાન વડ ભાગીજી;
પુત્ર કલત્ર, સકલ સોભાગી,
  સાધુ ગુણના રાગીજી. ભાવના૦ ૬
તસ આગ્રહથી ભાવના ભાઈ,
  ઢાલ બંધમાં ગાઇજી;
ભણશે ગુણશે જે એ જ્ઞાતા,
  લહેશે તે સુખ ખાતાજી. ભાવના૦ ૭
મન શુદ્ધ પંચે ભાવના ભાવો,
  પાવય જિન ગુણ ગાવોજી,
મન મુનિવર ગુણસંગ વસાવો;
  સુખ સંપતિ સૂહ થાવોજી. ભાવના૦ ૮

## ॥ કળશ ॥ હરિગીત છંદ ॥

એ પંચભાવના ભાવિ મુનિવર, સહજ શિવ સં  તિવરે
શુદ્ધાતમ રંગે મન ઉમંગે, પરમ થિરતા અનુ  રે;
અગાધ અર્થ એ ભાવનો છે તનુમતે મેં નવિ લહ્યો,
નિજ મતિ પ્રમાણઅમાન ભાવ એ, સહજ સક્ષેપેકહ્યો.૧
"મનસુખ" રંગ ઉમંગ પૂરે, સહજ આત્મ વિલાસમાં,
ઉગણીશ પાંસઠ પોષ પંચમિ શુકલ ચંદ્ર પ્રકાસમાં;
રૂચિવંત "શંકરલાલને" "મણિચંદના" આગ્રહ વશે,
ભવિહેત કારણ સુમતિ ધારણ અરથ કીધો શિવરસે.૨
શુદ્ધાત્મને શુભ ભાવ વશિ મિ, દોહદે રચના કરી,
નયજ્ઞાન રંગે, મન ઉમંગે, સહજ અંગે રસ ભરી;
ભવિ ધ્યાવશે, શિવ પાવશે, નવિ આવશે ભવ વાસમાં
સુખશાંતિ રિદ્ધિ અનંત વિલસે, વિમલ શિવવિલાસમાં.૩

સમાપ્ત.

# અનુક્રમણિકા.

# શુદ્ધિપત્રક.

| પાનું | લીટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૬ | ૫ | માણસેલોએ | માણસેલોએ |
| ૧૨ | છેલ્લી | વિજળી | વિમ્મા |
| ૧૪ | ૯ | ભવણુ | ભુવન |
| ૪૫ | ૧ | અદક | અદ્દ |
| ૪૫ | ૧૨ | પઃ | પમ |
| ૪૫ | ૧૬ | ૦ | દ્વીપ |
| ૪૬ | ૧ | ટામ | નામ |
| ૪૯ | ૧૫, | કવિઠ | કદિપઠ |
| ૫૦ | ૬ | જિનજ | જિ |

| | | | |
|---|---|---|---|
| ૬૨ | ક્ષેલ્લી | સભા | ક્ષમ |
| ૬૩ | ૧૧ | ચિત્તી | ચિતવી |
| ૬૩ | ૧૫ | વિઠંબના | વિડંબના |
| ૬૪ | ૬ | નીરખાવાતી | નીરખાવતી |
| ૬૫ | ૧૫ | આચારોવઢે | આચારોવડે |
| ૬૬ | ૮ | વટકી | બીકી |
| ૬૬ | ૧૦ | પોતાહુણુ | પોતાતણુ |
| ૭૭ | ૯ | ગાતમ | ગૌતમ |
| ૭૮ | ૧ | તમના | ગાતમના |
| ૭૮ | ૭ | ભાળકુમારી | બાળકુમારી |
| ૭૮ | ૧૨ | ચંદનભાલા | ચંદનબાલા |
| ૮૧ | ૬ | સકલ | સહલ |
| ૮૩ | ૨ | અર | અરે |
| ૮૪ | ૧૦ | પમેષ્ઠિ | પરમેષ્ઠિ |
| ૮૫ | ૯ | પૃથિપિપતી | પૃથવીપતી |
| ૮૫ | ૧૭ | નજ્યેશું | નિજપેશું |
| ૯૨ | ૯ | સંપદા | સંપદા |
| ૯૧ | ૯ | નમસ્કારસમો | નવકારસમો |
| ૯૦ | ૧૪ | જીવતસમી | જીવતસમ |
| ૯૬ | ૧૫ | પંચ | |
| ૧૦૯ | ૧ | ચોસટે | ચોસઠે |
| ૧૧૨ | ૫ | રાજમાગર | રાજસાગર |
| ૧૧૩ | ૧૬ | ૦ | જીનપડીમાજીન |
| ૧૧૮ | ૬ | ચાડોઇએ | આળોઇએ |
| ૧૨૩ | ૯ | રોસત રાખતે | રોસન રાખતો |

| | | | |
|---|---|---|---|
| ૧૨૪ | ૪ | પરસ્થાન | પાપસ્થાન |
| ૧૨૫ | ૪ | સંહારછો | સંહારતો |
| ૧૨૬ | ૧૨ | વીપણું | લીપણું |
| ૧૨૭ | ૧ | કદીએ | કરીએ |
| ૧૨૮ | ૧૧ | કુળતીતો | કુળતીલો |
| ૧૩૪ | ૮ | રવ્ય | ભવ્ય |
| ૧૩૫ | ૧૩ | કેલિક | કેવલીક |
| ૧૩૭ | ૧૨ | મુવણુવર | સુવણુવર |
| ૧૪૧ | ૬ | જ્ઞાએસુ | જાએસુ |
| ૧૪૧ | ૬ | તિસંજ્ઞ | તિસંજ |
| ૧૪૧ | ૬ | મરંજ્ઞ | મરંજ |
| ૧૪૪ | ૧૦ | જ્ઞાને | જાણે |
| ૧૪૫ | ૯ | હામી | ખામી |
| ૧૫૫ | ૧ | ખંડછ | ખંડછ |
| ૧૫૫ | ૧૬ | બાલ | ખાલ |
| ૧૫૬ | ૯ | પીબી | પીલી |
| ૧૫૮ | ૯ | ચાંખમા | આંબળા |
| ૧૫૯ | ૧૩ | ગલિ | ગણિ |
| ૧૬૦ | ૪ | સાખેની | ૦ |
| ૧૬૦ | ૧૨ | ગુરૂ વચન | ૦ |
| ૨૧૦ | ૩ | યથાશત્તિ | યથાશક્તિ |
| ૨૧૪ | ૧ | રુમોચ્ચા | સમારપો |
| ૨૨૪ | ૧ | ચીણગાર | સીણગાર |
| ૨૨૫ | ૨ | વ્પંતર | વ્યંતર |
| ૨૨૬ | ૧ | વનમાર | વનમાટે |
| ૨૩૩ | ૨૦ | આથવા | ૦ |
| ૨૪૦ | ૧૫ | સબંધ | સંબંધ |